卐 श्री शङ्खेश्वरपार्श्वनाथाय नमः 卐

सकलागमरहस्यवेदिपरमज्योतिर्विच्छ्रीमद्विजयदानसूरीश्वरसद्गुरुभ्यो नमः ।

भारतीय-प्राच्यतत्त्व-प्रकाशन समिति-पिन्डवाडा-संचालिताया

आचार्यदेव-श्रीमद्विजयप्रेमसूरीश्वर-कर्मसाहित्य-जैन-ग्रन्थमालायाश्चतुर्थो (४) ग्रन्थः

# बन्धविहाणं

तत्थ

मूलपयडि-

# पएस-बंधो

( मूलप्रकृति-प्रदेशबन्धः )

'प्रेमप्रभा' टीका-समलङ्कृतः




प्रेरका मार्गदर्शकाः संशोधकाश्च :--

सिद्धान्तमहोदधि-कर्मशास्त्रनिष्णाता आचार्यदेवाः

## श्रीमद्विजयप्रेमसूरीश्वराः

प्रकाशिका—भारतीय-प्राच्यतत्त्व-प्रकाशन-समितिः, पिन्डवाडा ।

| प्रथम-आवृत्ति<br>६२५ प्रति | राजसंस्करण-३८) रु०<br>साधारण „ २५) रु० | वीर संवत २४९४<br>विक्रम संवत २०२४ |
|---|---|---|

**❋ प्राप्तिस्थान ❋**

१. भारतीय प्राच्य तत्त्व प्रकाशन समिति,
C/o रमणलाल लालचन्द,
१३५/१३७ झवेरी बाजार, बम्बई २.

•

२. भारतीय प्राच्यतत्त्व प्रकाशन समिति,
C/o शा. समरथमल रायचन्दजी,
पिण्डवाड़ा, स्टे० सिरोहीरोड (राज०)

•

३. शा. मनरूपजी प्रचलदास,
९, मस्कती मार्केट,
अहमदाबाद २.

•

४. शा. रमणलाल वजेचन्द,
C/o दिलीपकुमार रमणलाल,
मस्कती मार्केट,
अहमदाबाद. २

•

मुद्रक—
ज्ञानोदय प्रिंटिंग प्रेस, पिण्डवाड़ा
स्टे. सिरोहीरोड (राजस्थान)

—: पदार्थसंग्रहकाराः :—

कर्मशास्त्रधुरीण-गच्छाधिपा--ऽऽचार्यदेव--श्रीमद्--विजयप्रेमसूरीश्वर-विनीत-विनेय--प्रभावक-
प्रवचनकार-पंन्यासप्रवर-श्रीभानुविजयगणिवर्य-विनेयमुनिवर्यश्री-धर्मघोषविजयान्तिषदो
विद्वद्वर्य-गीतार्थमुनिश्री--जयघोषविजयाः, पंन्यासप्रवरश्री-भानुविजयगणिवर्य-
विनेया मुनिश्री-धर्मानन्दविजयाः, गच्छाधिपतिविनीतविनेय-
गीतार्थमूर्धन्य-पंन्यासप्रवर-श्रीहेमन्तविजयगणिवर्य-विनेयमुनिराजश्री-
ललितशेखरविजय-शिष्यरत्न-मुनिवर्यश्री-राजशेखर-विजय-
शिष्याणवो मुनिश्रीवीरशेखरविजयाश्च ।

★

— मूलगाथाकाराः —

प्राकृतविशारदा मुनिश्रीवीरशेखरविजयाः ।

★

— टीकाकारः —

पंन्यासप्रवरश्री-हेमन्तविजयगणिवर्य-विनेयरत्न-ललितशेखरविजय-विनेय-
मुनि–राजशेखरविजयः ।

★

— संशोधकाः —

कर्मशास्त्रविशारद-गच्छाधिपति-श्रीमद्-विजयप्रेमसूरीश्वरपट्टप्रभावका आगमप्रज्ञा-ऽऽचार्यदेव-
श्रीमद्-विजयजम्बूसूरीश्वराः पदार्थसंग्रहकारमुनिप्रवराश्च ।

Acharyadeva-Shrimad-Vijaya-Premasurishwara-Karma-Sahitya-Granthmala
GRANTH No. 4.

# BANDHAVIHANAM

MULA PAYADI

# PAYESBANDHO

[ Along with "PREMA PRABHA" commentary ]
By
A GROUP OF DISCIPLES

卐

Inspired and Guided by

His Holiness Acharya Shrimada Vijaya
**PREMASURISHWARJI MAHARAJA**
the leading authority of the day
on Karma philosophy.



Published by—
**Bharatiya Prachya Tattva Prakashana Samiti, Pindwara.**

સુરેન્દ્રનગરમંડન બારમા તીર્થપતિ

# 卐 શ્રી વાસુપૂજ્યસ્વામી 卐



ત્રેવીશ જિનાલયયુક્ત શ્રી વાસુપૂજ્યસ્વામિપ્રાસાદના મૂળ ગભારામાં બિરાજમાન
બારમા તીર્થપતિ શ્રી વાસુપૂજ્યસ્વામી ભગવાન

ત્રેવીસ દેવકુલિકાથી પરિવૃત્ત દેવવિમાનતુલ્ય

## શ્રી વાસુપૂજ્યસ્વામી પ્રાસાદ

**સુરેન્દ્રનગર (વઢવાણ કેમ્પ) સૌરાષ્ટ્ર**





શ્રી વાસુપૂજ્યસ્વામી પ્રાસાદની
હસ્તલિખિત ઊર્ધ્વમુખી પ્રતિકૃતિ

| First Edition Copies 625. | DELUXE EDITION RS, 30 ORDINARY „ RS. 25 | A.D. 1968. |
| --- | --- | --- |

AVAILABLE FROM :-

1. BHARATIYA PRACHYA TATTVA PRAKASHAN SAMITI
C/o Shah Ramanlal Lalchandji,
135/37 ZAVERI BAZZAR,
BOMBAY-2.



2. BHARATIYA PRACHYA TATTVA PRAKASHAN SAMITI,
C/o. Shah Samarathmal Rayachandji,
PINDWARA, [St. Sirohi Road]
( Rajasthan )



3, Shah Manaroopji Achaldas,
2, Maskati Market,
Ahmedabad-2.



4. Shah Ramanlal Vajechand,
C/o Dilipkumar Ramanlal,
Maskati Market,
Ahmedabad-2.



Printed by :
GYANODAYA PRINTING PRESS
PINDWARA.
( St. Sirohi Road, Raj. )

# प्रकाशकीय निवेदन

वांचको ! आजे अमो 'मूलपयडिरसबंधो' अने 'मूलपयडिपएसबंधो' अे बे ग्रन्थोने प्रकाशमां लावता आनंद अनुभवीअे छीअे.

रसबंध ग्रन्थनी जेम आ प्रदेशबंध ग्रन्थ पण अनेक महात्माओना सहयोगथी तैयार थयो छे.

कर्मसाहित्य निष्णात, वात्सल्य वारिधि, सिद्धांतमहोदधि परमाराध्यपाद पूज्य **आचार्य-भगवंत श्रीमद्विजय प्रेमसूरीश्वरजी महाराजाना** आशीर्वाद आ ग्रन्थना अेक अेक शब्दमां, अेक अेक अक्षरोमां प्रकाशी रह्या छे.

पदार्थ संग्रहकार **पू० मु० श्री जयघोषविजय म०, पू० मु० श्री धर्मानंदविजय म०, पू० मु० श्री वीरशेखरविजय म०,** अे त्रण विद्वान मुनिराजोनी विद्वत्ता ग्रन्थना पाने पाने जलहली रही छे. प्रत्येक गाथा मूलगाथाकार विद्वान मुनिराज श्रीवीरशेखर विजयजी म० नी प्रतिभा नुं यशोगान गाई रही छे. वर्ष, सवा वर्ष जेटला टूंका कालमां तैयार थयेली टीका टीकाकार **पू० विद्वान् मु० राजशेखर वि० म०** नी महेनत तरफ ध्यान खेंच्या विना रहेती नथी.

टीका संपूर्ण लखाई गया बाद सर्व प्रथम निरीक्षण पूज्य आचार्य भगवंत श्रीमद्विजय **प्रेमसूरीश्वरजी** महाराज पोतानी नादुरस्त तबीयत होवा छतां सूक्ष्मदृष्टिथी करी गया छे.

बाद पूज्य **पदार्थसंग्रहकार मुनिवर्योअे** पण आ टीकानुं साद्यंत अवलोकन कर्युं छे.

ग्रन्थ मुद्रणमां १९ फर्मा सुधी पूज्य विद्वान **मुनिराज श्री मित्रानंदविजय** महाराजे तथा पूज्य विद्वान **मुनिराज श्रीजयशेखर** विजय महाराजे (रसबंध ग्रन्थनी टीका लखनार) पोताना अमूल्य समयनो भोग आपीने आत्मीयभावे सहयोग आप्यो छे. पदार्थ संग्रहकार तथा टीकाकार मुनिवर्योनो पण ग्रन्थमुद्रणमां अन्त सुधी सहकार मल्यो छे.

ग्रन्थ छपाई गया बाद आगमप्रज्ञ, प्रवचनपटु पूज्यपाद आचार्य भगवंत **श्रीमद्विजय जंबू-सूरिजी महाराज** साहेबे पोताना अमूल्य समयनो भोग आपीने संपूर्ण ग्रन्थनुं सूक्ष्मदृष्टिथी अवलोकन करीने रही गयेली-अशुद्धिओ तरफ लक्ष्य खेंची अमने उपकृत कर्या छे.

महेसाणा जैन श्रेयस्कर मंडल पाठशालाना प्राध्यापक पंडितवर्य सुश्रावक श्री **पुखराजजी अमीचंदजीअे** तथा वढवाण शहेरनी श्री जीवणभाई अबजीभाई जैन संस्कृत पाठशालाना प्राध्यापक

सकलागमरहस्यवेदि-सूरिपुरन्दर-बहुश्रुतगीतार्थ-परज्योतिर्विद् परमगुरुदेव



परमपूज्य आचार्यदेवेश श्रीमद्विजयदानसूरीश्वरजी महाराजा

पंडितवर्य अमृतलालभाईओ आ ग्रन्थनुं अवलोकन करी शुद्धिपत्रक बनाववामां सहकार आप्यो छे.

आ ग्रन्थना प्रकाशन माटे रू० १०,००० जेटली महती रकमनो विनियोग करीने वढवाण केम्प सुरेन्द्रनगरना श्वेताम्बर मूर्तिपूजक जैन संघनी आणंदजी कल्याणजीनी पेढीओ ज्ञानखातामांथी अमारी समितिने आपेली सहायता चिरस्मरणीय रहेशे.

आम अनेक महात्माओना सहकारथी आ ग्रन्थ अमे समाज समक्ष मूकी शक्या छीओ. आथी आ ग्रन्थ माटे सहकार आपनार पूज्य आचार्य भगवंतो, पूज्य मुनि भगवंतो, तथा सुश्रावको वगेरेनो, तेमज ज्ञानोदय प्रिन्टींग प्रेसना मेनेजर ब्यावर निवासी श्रीयुत् फतेहचंदजी जैन (हालावाला) अने अन्य कर्मचारिओनो आभार मानीओ छीओ. अने भविष्यमां प्रगट थनारा ग्रन्थोमां अमने आत्मीयभावे संपूर्ण सहकार आपवा माटे तेओ ने हार्दिक विनंति करीओ छीओ.

| | |
|---|---|
| (i) पिण्डवाड़ा<br>स्टे० सिरोहीरोड (राजस्थान)<br>(ii) १३५/३७ जौहरी बाजार<br>बम्बई–२ | शा० समरथमल रायचन्दजी (मंत्री)<br>शा० शान्तिलाल सोमचंद (भाणाभाई) चोकसी (मन्त्री)<br>शा० लालचन्द छगनलालजी (मन्त्री)<br>भारतीय प्राच्य तत्त्व प्रकाशन समिति |



—

# समर्पण-भाव

कर्मसाहित्य-निष्णात, सिद्धांतमहोदधि, सूरिपुरंदर, परमाराध्यपाद, आचार्यदेव श्रीमद्वि-जय प्रेमसूरीश्वर महाराज ने जैन आलममां कोण नथी ओळखतुं ? तेओश्रीअे अनेक भव्यजीवोने अनेक बक्षिसो आपी छे. अे अनेक जीवोमां हुं पण अेक छुं. तेओश्रीअे आपेली बक्षिसोनुं महत्त्व शब्दोमां उतारी शकाय तेम नथी. मने विचार थया करतो हतो के ते महा-पुरुषे मने घणुं घणुं आप्युं, पण हुं तेमने शुं अर्पण करूं ? तेओश्रीने आपवा लायक मारी पासे कशुं ज नथी. तो शुं आ भावना अपूर्ण रहेशे ? तेटलामां मने आ कृति याद आवी. यद्यपि तेमनी प्रकृष्ट प्रेरणाथी अने प्रबळ प्रभावथीज आ कृतिनो जन्म थयो छे. आ कृति पण तेओश्रीनी अनेक बक्षिसोमांनी अेक बक्षिस ज छे. अेटले आ बक्षिस तेओश्रीने अर्पण न करी शकाय पण लाचार छुं. मारी पासे आ सिवाय तेओश्रीने अर्पण करवा लायक कशुं ज नथी. आथी अे महोप-कारी महापुरुषने कइं ने कइं आपवुं अेवी मनमां जागेली भावना ने पूर्ण करवा तेओश्रीनो आ बक्षिस ज तेओश्रीना करकमलमां समर्पण करीने यत्किंचित् संतोष अनुभवु छुं.

— चरणसेवक राजशेखरविजय

## આ ગ્રન્થસર્જનના પ્રેરક, માર્ગદર્શક અને સંશોધક

સિદ્ધાન્તમહોદધિ સુવિશાલગચ્છાધિપતિ કર્મશાસ્ત્રરહસ્યવેદી શાસનશિરછત્ર સ્વ. પરમપૂજ્ય

# આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજા



( સંશોધનમાં એકચિત્ત લાક્ષણિક પ્રતિકૃતિ )

**જન્મ :** સં. ૧૯૪૦ ફાગણ સુદ ૧૫, નાંદીયા તીર્થ (રાજસ્થાન)

**દીક્ષા :** સં. ૧૯૫૭ કારતક વદ ૬ પાલીતાણા (સિદ્ધગીરિ)

**વડીદીક્ષા :** સં. ૧૯૫૭ પોષ સુદ ૧૧ ઊંઝા.

**સિદ્ધાંત મહોદધિ પદ :**
સ્વ. ગુરૂદેવ પ્રદત્ત સં. ૧૯૮૭ કારતક વદ ૩ મુંબઇ

**ગણિપદવી :** સં. ૧૯૭૬ આસો સુદ ૧૦ ડભોઇ

**પંન્યાસ પદ :** સં. ૧૯૮૧ માગસર સુદ ૫, અમદાવાદ

**ઉપાધ્યાય પદ :** સં. ૧૯૮૭ કારતક વદ ૩ મુંબઈ

**આચાર્ય પદ :** સં. ૧૯૯૧ ચૈત્ર સુદ ૧૪ રાધનપુર

**સ્વર્ગારોહણ :** સં. ૨૦૨૪ વૈશાખ વદ ૧૧ સ્તંભન તીર્થ (ખંભાત)

# વિષય પરિચય

## ભૂમિકા

### [ વિશ્વશાંતિ, આત્મા, કર્મ વગેરે વિષે તાત્ત્વિક વિચાર ]

### વિશ્વશાંતિના પ્રશ્નને શું કર્મ સાહિત્ય ન ઉકેલી શકે ?

વિશ્વ વિશાળ છે, અપાર છે. તેના અત્યંત નાના એક ભાગમાં માનવીઓ વસે છે. આ માનવીઓના મનમાં જેમ સમુદ્રમાં અનેક તરંગો ઉત્પન્ન થાય છે અને શમી જાય છે તેમ અનેક પ્રશ્નો ઉત્પન્ન થાય છે અને શમે છે. તેમાં શાંતિને ચાહનારા મનુષ્યોનાં મનમાં એક મહત્ત્વનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે અને તે એ કે શાંતિ ક્યાં છે? આ પ્રશ્ન આજે જ ઉત્પન્ન થયો છે એવું નથી. પરાપૂર્વથી આ પ્રશ્ન ચાલ્યો આવે છે. પણ આજે આ પ્રશ્ને પોતાનું સ્વરૂપ થોડું વધાર્યું છે. આ પ્રશ્ન આજે વિશ્વશાંતિના સ્વરૂપમાં ઉપસ્થિત થયો છે. વીસમી સદીમાં બે મહાન વિશ્વયુદ્ધ થઇ ગયાં. એ બે મહાન વિશ્વયુદ્ધની સ્મૃતિ પણ સહૃદયી મનુષ્યોનાં હૃદયમાં કરુણાની ઝણઝણાટી પેદા કર્યા વિના રહેતી નથી. આજના સંહારક શસ્ત્રોના બળે ક્યારે ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળશે તે કોઈથી કળી શકાતું નથી. એથી આજે ત્રીજા વિશ્વયુદ્ધની શંકા પણ મનુષ્યના અંતઃકરણને ભયભીત બનાવી રહી છે. તેમાં દેશના તંત્રને ચલાવનારાઓ તો જેમ સસલો પવનથી પાંદડા હાલે અને જરા અવાજ થાય તો ચમકે તેમ અન્ય દેશની શંકાભરી જરા વાત જાણવામાં આવતાં જ ચમકે છે. એક દેશ અન્ય દેશ ઉપર સદા શંકિત રહે છે. એથી જ આજે વિશ્વશાંતિ માટેના પ્રઘોષો સંભળાઇ રહ્યા છે. આજે મનુષ્યોની સામે વિશ્વશાંતિનો એક મહાન પ્રશ્ન ખડો થયો છે.

#### સંહારક શસ્ત્રોની શોધ :

આ પ્રશ્ન આજના સંહારક શસ્ત્રોની શોધના પ્રતાપે થયો છે એમ સ્પષ્ટ જાણવા છતાં એ પ્રશ્નને દૂર કરવા આજે વિજ્ઞાન દ્વારા વિવિધ શસ્ત્રોની અધિક અધિક શોધ થઈ રહી છે. અધિક ભોજન કરવાથી રોગ થયો છે એમ જાણવા છતાં રોગને દૂર કરવા અધિક ભોજન કરનાર વ્યક્તિને કેવી કહેવી ? તેમ સંહારક શસ્ત્રોના પ્રતાપે વિશ્વશાંતિના પ્રશ્નનો જન્મ થયો છે એમ જાણવા છતાં એ પ્રશ્નના સમાધાન માટે અધિક અધિક સંહારક શસ્ત્રોની શોધ કરનારાઓને શી ઉપમા આપવી ? વાંચકો ! આ બે પ્રશ્નોના પ્રત્યુત્તરો તમો

સમજી જ ગયા હશો ! વિજ્ઞાનની સહાયથી આજે જુદા જુદા દેશોએ અભૂતપૂર્વ અનેક શસ્ત્રો એકઠાં કર્યાં છે. આજે સ્થળયુદ્ધ ઉપરાંત જળયુદ્ધ અને ગગનયુદ્ધ માટેના પણ અભૂતપૂર્વ શસ્ત્રો તૈયાર થઈ ગયાં છે. જળયુદ્ધ માટે વિનાશિકા, સબમરીન વગેરે શસ્ત્રોની શોધ થઈ છે. સબમરીન દ્વારા દુશ્મનોની સ્ટીમરોને મશીનગન અને તોપોની સહાયથી ચાળણી જેવી કરી શકાય છે. સમુદ્રમાં મૂકાતી સુરંગ પણ તરખાટ મચાવે છે. ગગનમાં રહી યુદ્ધ કરવા માટે વિમાન અને રોકેટ વગેરે સાધનો છે. આકાશમાં રહીને વિમાન કે રોકેટ દ્વારા બોંબવર્ષા કરીને દુશ્મનોના અનેક નગર–ગામોને બાળીને ભસ્મ કરી શકે છે. સ્થળયુદ્ધના સાધનોમાં પણ પૂર્વના કરતાં કંઈ ગણાં ચડિયાતાં મશીનગન, તોપ, ટેંક આદિ અનેક અજોડ શસ્ત્રો છે. મશીનગન અને તોપો માઈલો સુધી પ્રલય ચલાવે છે. ટેંકમાં બેસી દુશ્મનોના મોરચામાં ઘુસીને હાહાકાર મચાવી શકે છે.

## બોંબના ભોગ બનેલા હિરોશીમા અને નાગાસાકી :

આ પ્રમાણે અનેક અભૂતપૂર્વ શસ્ત્રો હોવા છતાં દિન પ્રતિદિન અશાંતિ અધિક વધતી જ જાય છે. આ શસ્ત્રોથી શાંતિ લાવવાની વાત દૂર રહી, બલ્કે અધિક અશાંતિ પેદા થાય છે. આ શસ્ત્રોમાં અત્યંત સંહારક શસ્ત્ર એટમ બોંબ વગેરે બોંબ છે. તેનાથી એક કાચી સેકન્ડમાં અનેક ગામ–નગરો ભસ્મસાત્ કરી શકાય છે. આ બોંબના જ પ્રભાવથી અમેરિકા દેશે જાપાનના નાગાસાકી અને હીરોશીમા નામના બે મોટા શહેરોને નામશેષ કરી નાખ્યા. તેમાં લાખો નિર્દોષ મનુષ્યો મરાયા કેટલાએક જીવ્યા તે પણ પ્રત્યક્ષ નરકની યાતના ભોગવવા. કેઈ ઘરબાર વિનાના બન્યા. કેઈ બાળકો માતાપિતાના વહાલથી વંચિત બન્યા. કેઈ અબળાઓ પતિવિહોણી બની. આ સમયે અનહદ નુકશાન થયું. બોંબના ભોગ બનેલા નાગાસાકી અને હિરોશીમા નગરનાં દશ્યો આજે પણ કોને કંપારી નથી ઉપજાવતાં ? જેમ જેમ શસ્ત્રો વધે છે તેમ તેમ અશાંતિ વધતી જાય છે.

## વિશ્વશાંતિ એટલે શું ?

જ્યાં સુધી સર્વ દેશો "શસ્ત્રોથી કદી શાન્તિ નહી થઈ શકે" આ ત્રિકાલાબાધિત મહાન સત્ય નહિ સમજે ત્યાં સુધી વિશ્વશાંતિના પ્રશ્નનો ઉકેલ નહિ આવી શકે. તો પછી વિશ્વશાંતિના પ્રશ્નનો ઉકેલ કેવી રીતે લાવવો એ હજી ઊભું જ રહે છે. આ પ્રશ્નનો વાસ્તવિક ઉકેલ આપણને કર્મસાહિત્ય આપે છે. એ કહે છે કે – વિશ્વ–શાંતિના પ્રશ્નનો ઉકેલ લાવવા તમારે સર્વ પ્રથમ વિશ્વ–શાંતિ એટલે શું એ સમજવું પડશે. વિશ્વશાંતિને સમજવા વિશ્વ અને શાંતિ એ બંનેને ઓળખવા પડશે જ્યાં સુધી વિશ્વ અને શાંતિ ન ઓળખાય ત્યાં સુધી વિશ્વશાંતિના પ્રશ્નનો ઉકેલ ન લાવી શકાય. આ વિશ્વશાંતિના પ્રશ્નમાં આવેલ વિશ્વ એટલે શું ? વિવિધ દેશોનો સમૂહ એ વિશ્વ છે, જુદા જુદા સમાજોનો સમૂહ

એ દેશ છે, ભિન્ન ભિન્ન અનેક કુટુંબોનો સમૂહ એ સમાજ છે. પ્રત્યેક વ્યક્તિઓનો સમુદાય એ કુટુંબ છે. આથી વિશ્વશાંતિના પ્રશ્નના સમાધાન માટે સર્વ પ્રથમ પ્રત્યેક વ્યક્તિની શાંતિ થવી જોઈએ. પ્રત્યેક વ્યક્તિની શાંતિ વિના કુટુંબ શાંતિ નહિ, પ્રત્યેક કુટુંબની શાંતિ વિના સમાજશાંતિ નહિ, પ્રત્યેક સમાજની શાંતિના અભાવે દેશશાંતિનો અભાવ, અને દેશશાંતિ વિના વિશ્વશાંતિ પણ ન થઈ શકે. તમે જ કહો કે-તમારે બંગલાને સ્વચ્છ બનાવવો હોય તો શું તેના બારી-બારણાં વગેરે પ્રત્યેક અંગને સ્વચ્છ કર્યા વિના બંગલાને સ્વચ્છ કરી શકો? નહિ જ. તેમ અહીં પ્રત્યેક વ્યક્તિની શાંતિ વિના વિશ્વશાંતિના દર્શન અશક્ય છે.

## શાંતિ તમારી પાસેજ છે.

આ પ્રત્યેક વ્યકિતની શાંતિ પણ ત્યારે જ શકય છે કે જ્યારે પ્રત્યેક વ્યક્તિ શાંતિને ઓળખીને તે માટે પ્રયત્ન કરે. શાંતિને ઓળખવા પોતાની જાતને ઓળખ્યા વિના નહિ ચાલે. કર્મસાહિત્ય આપણને આજ સમજાવે છે કે તમે તમારી જાતને ઓળખો એટલે તમને શાંતિના વાસ્તવિક અર્થનો ખ્યાલ આવી જશે. તમે કોણ છો? તમો અમુક દેશમાં અમુક નગરમાં રહેનારા અમુક નામના મનુષ્ય છો? ના, ના, ના. તો પછી શું આ કાયા એ તમે છો? હરગિજ નહિ. તમો મનુષ્ય નથી, તમારો કોઈ દેશ નથી, પરદેશ નથી, તમારી કોઈ જાત નથી, નાત નથી, તમારું કોઈ નામ નહિ, ગામ નહિ, પરગામ નહિ, તમારે નથી કાયા, નથી જાયા કે નથી માયા. છતાં તમો મનુષ્યાદિ તરીકે ઓળખાવો છો અને કાયા વગેરે તમારી કહેવાય છે એ સર્વ વ્યવહારથી. તમો દૃશ્યમાન સર્વ પદાર્થોથી ભિન્ન છો. દૃશ્યમાન પદાર્થો જડ છે. તમો ચેતન છો. દૃશ્યમાન. સર્વ જડ પદાર્થો અનંત અશાંતિના કારણ છે. જ્યારે તમારામાં અનંત શાંતિ છે. અરે! તમે જાતે જ શાંત છો, શાન્તિમય છો. શાંતિ તમારાથી ભિન્ન નથી. તથા જે તમારામાં છે તે જ અન્ય પ્રત્યેક વ્યક્તિઓમાં પણ છે. આથી જેવા તમે છો તેવી જ અન્ય સર્વ વ્યક્તિઓ છે. સર્વ જીવો સમાન છે. તમારામાં અને બીજામાં કોઈ ભેદ નથી. માત્ર વ્યવહારથી જ ભેદ છે.

આ વિશે અધ્યાત્મસાર ગ્રન્થમાં પૂજ્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કહે છે કે:

**मन्यते व्यवहारस्तु भूतग्रामादिभेदतः।**
**जन्मादेश्च व्यवस्थातो मिथो नानात्वमात्मनाम् ॥**

આત્મનિશ્ચયાધિકાર શ્લોક ૧૩.

વ્યવહારનય આ મનુષ્ય છે, આ તિર્યંચ છે, આ ગુજરાતનો છે, આ કાઠિયાવાડનો છે, આ બાળક છે, આ યુવાન છે, આ અમુક જાતિનો છે, ઇત્યાદિ રૂપે જીવોને જુદા જુદા માને છે. પણ તાત્ત્વિક કોઈ ભેદ નથી. તત્ત્વદૃષ્ટિએ સર્વ આત્માઓ સમાન છે.

દશ્યમાન સર્વ પદાર્થો વિનાશી, તમો અવિનાશી છો. દશ્યમાન પદાર્થોની ઉત્પત્તિ થાય છે, જ્યારે તમારે નથી જન્મ, નથી જરા કે નથી મરણ. આ વિષે ગીતામાં પણ કહેવામાં આવ્યું છે કે—

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

આ આત્મા કોઈ કાળે નથી જન્મ પામતો કે નથી મરણ પામતો અને ન તો ભવિષ્યમાં ઉત્પન્ન થશે. કારણ કે આત્મા અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે. શરીરનો નાશ થવા છતાં આત્માનો નાશ નથી થતો.

## પોતાની પાસે રહેલી શાંતિનો અનુભવ કેમ નથી થતો ?

તમારામાં અનંત શાંતિ હોવા છતાં તમને હાલ એ શાંતિનો અનુભવ નથી થતો. કેમ નથી થતો ? સૂર્યમાં અખૂટ પ્રકાશ છે છતાં ઘણી વખત એ પ્રકાશ આપણને દેખાતો નથી. કેમ ? તેના ઉપર વાદળનું આવરણ આવી જાય છે. બસ એ જ પ્રમાણે સૂર્યસમા તમારા ઉપર જડ ( કર્મ ) રૂપ વાદળનું આવરણ આવી ગયું છે. આત્મા ઉપર કર્મરૂપ વાદળના થરના થર બાઝી ગયેલ છે. આથી દાટેલું નિધાન જેમ દેખાય નહિ તેમ આત્મામાં રહેલી અનંત શાંતિ કર્મના આવરણને લીધે દેખાતી નથી. પોતાના આવા સ્વરૂપનું જ્ઞાન ન હોવાથી માનવી અશાંતિમય જીવન વીતાવી રહેલ છે. સિંહણથી જન્મેલો હોવા છતાં જન્મથી જ ઘેટાંના ટોળામાં રહેવાથી પોતાની જાતને ભૂલી જનાર સિંહના જેવી તેની દશા થઈ છે. સિંહ અતુલ શક્તિમાન અને સ્વતંત્ર હોવા છતાં પોતાની જાતને ભૂલી જવાથી તેની સર્વ શક્તિ દબાઈ ગઈ અને તેનું જીવન પરતંત્રતા ભરેલું બની ગયું. તેમ આત્મામાં અનંત શાંતિ હોવા છતાં પોતાની જાતને ભૂલી જવાથી શાંતિ દબાઈ ગઈ છે. તેથી મનુષ્યાદિ ગતિમાં ભમીને પરતંત્ર દુઃખમય જીવન ગાળે છે. પોતાની જાતને ભુલાવનાર કોણ ? દૂધ પાણીની જેમ આત્મા સાથે એકમેક બની ગયેલ જડ પદાર્થ પોતાની જાતને ભુલાવનાર છે. આત્માની સાથે દૂધ પાણીની જેમ એકાકાર બની ગયેલ આ જડ પદાર્થની કર્મ સંજ્ઞા છે. સર્વ આત્માઓ સમાન હોવા છતાં કર્મ રૂપ ઉપાધિથી ભિન્ન ભિન્ન દેખાય છે

## કર્મશત્રુને આત્મામાં ઘૂસવાની તક કેમ મળી ?

ગમે તેટલો બહાદુર રાજા પણ જો ગાફેલ બને છે તો શત્રુ રાજાની વાત દૂર રહી, માત્ર તેના માણસોના હાથમાં ફસાઈને પોતાની સ્વતંત્રતા, પોતાનું રાજ્યસુખ ગુમાવીને પરતંત્ર અને દુઃખી જીવન ગાળે છે. તેમ આ ચેતનની પાસે અનંત શક્તિ, અનંત શાંતિ હોવા છતાં ગાફેલ બનવાથી કર્મ શત્રુના હાથમાં ગયો છે. એથી તેણે પોતાની

અનંત શક્તિ અને અનંત શાંતિને ગુમાવી દીધી છે. રાગ દ્વેષ કરવા એ ગફલત છે. આત્મા રાગ દ્વેષ કરે છે એથી જ કર્મશત્રુને ઘૂસવાની તક મળે છે. જો આત્મામાં રાગ દ્વેષ ન હોય તો તાકાત નથી કે કર્મ આત્માની સાથે એકમેક બનીને આત્માને અશાંતિમય બનાવી શકે. રાગદ્વેષથી કર્મબન્ધ. કર્મબંધથી અશાંતિમય સંસાર. એટલે જ્યાં સુધી રાગદ્વેષ દૂર ન થાય ત્યાં સુધી કર્મ દૂર ન થાય, અને કર્મ દૂર ન થાય ત્યાં સુધી અશાંતિમય સંસારનો નાશ ન થાય. સંસારનો નાશ ન થાય ત્યાં સુધી સ્વપ્નમાં પણ શાંતિનો શ્વાસ ન લઈ શકાય. સ્વાર્થ, ઈર્ષ્યા, અહંકાર વગેરે રાગ દ્વેષના જ પ્રકાર છે. જરા ઝીણવટથી તમો તપાસશો તો તમને એ ખ્યાલ આવ્યા વિના નહિ રહે કે આજે દેશ દેશમાં સમાજ સમાજમાં અને કુટુંબ કુટુંબમાં જે વૈર, કલહ, દુશ્મનાવટ, આઘાત, પ્રત્યાઘાત વગેરે અશાંતિના દર્શન થાય છે તે સ્વાર્થ વગેરેના કારણે છે. ક્યાંક સ્વાર્થ પોતાનો ખેલ બતાવે છે, અને કોઈ સ્થળે ઈર્ષ્યા પોતાની સત્તા ચલાવે છે. તો ક્વચિત્ અહંકાર પોતાનો પગ-દંડો જમાવે છે. આથી કર્મસાહિત્ય આપણને સ્પષ્ટ કહે છે કે-તમો વિશ્વાસ રાખીને સ્વાર્થ, ઈર્ષ્યા, અહંકાર વગેરે કચરાને આત્મામાંથી કાઢતા જાઓ પછી જુઓ શાંતિનો કેવો અનુભવ થતો જાય છે! જેટલે અંશે આ કચરાની હાનિ થશે તેટલે અંશે આત્માની શાંતિ પ્રગટ થતી જશે. પણ કર્મ સાહિત્યના આ પ્રઘોષને આવકાર આપનાર કેટલા છે?

## આત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન :

આગળ વધીને કર્મ સાહિત્ય આપણને કહે છે કે–સ્વાર્થ વગેરે દોષોને દૂર કરવા આધ્યાત્મિક જીવનમાં આવવું પડશે. જ્યાં સુધી આત્મામાં ભૌતિક જીવનનો રસ ઓછો નહિ થાય ત્યાં સુધી આધ્યાત્મિક જીવનમાં રસ નહિ આવે એ પણ ખાતરી રાખજો. પ્યાલામાંથી કડવા રસને બહાર કાઢયા વિના મધુર રસ શી રીતે ભરી શકાય? આધ્યાત્મિક જીવનમાં આવ્યા બાદ તેમાં પ્રગતિ સાધવા આત્માનું પુનઃ પુનઃ શ્રવણ, મનન અને નિદિધ્યાસન અનિવાર્ય છે. કેવળ શ્રવણથી ન ચાલે, શ્રવણ બાદ પુનઃ પુનઃ મનન જોઈએ. ખેદની વાત છે કે આજે આત્માનું શ્રવણ કરનારા અતિ અલ્પ છે, અને જે છે તેમાં પણ અનેક લોકો શ્રવણ બાદ કદી મનન ન કરવાથી 'કથા શ્રવણ કરીને ફૂટયા કાન તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન' એ ઉક્તિની સ્મૃતિ કરાવે છે. શ્રવણ બાદ જેટલી મનનની જરૂર છે તેટલી જ નિદિધ્યાસનની જરૂર છે.

## કર્મ સાહિત્યનો અભ્યાસ અનિવાર્ય છે :

આત્માના શ્રવણાદિની સાથે આત્માના શત્રુ જે કર્મો તેમના વિષે પણ શ્રવણાદિ કરવાની પૂર્ણ આવશ્યકતા છે કારણ કે કોઈપણ વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન તેની પ્રતિપક્ષ વસ્તુનું જ્ઞાન કર્યા વિના ન થઈ શકે. એટલે હવે આ કર્મસાહિત્યના અભ્યાસની કેટલી આવશ્યકતા છે એ

કહેવાની જરૂર છે ? કર્મ અને આત્માનો ગાઢ સંબંધ છે. એટલે આત્માનો પૂર્ણ બોધ કરવા કર્મવિષયક સાહિત્યના અને કર્મનો પૂર્ણ બોધ કરવા આત્મવિષયક સાહિત્યના અભ્યાસની જરૂર છે. પોતાની પાસે રહેલ અનંત શાંતિને પ્રગટ કરવા આત્મા અને કર્મ એ બેનું જ્ઞાન અનિવાર્ય છે.

## ભૌતિકમાં જ રાચનારા વિશ્વશાંતિના પ્રશ્નને ન ઉકેલી શકે.

છતાં મોહ પિશાચની દાઢમાં ગયેલા ભારેકર્મી મનુષ્યોને આ મહાન સત્ય ઉપર વિશ્વાસ નથી આવતો એથી આત્મા, કર્મ, ધર્મ, પરલોક, મોક્ષ ઈત્યાદિ વિશે કોઈ જાતનો વિચાર જ નથી આવતો આજના વૈજ્ઞાનિક યુગમાં દિન પ્રતિદિન આત્મા, કર્મ વગેરે ભૂલાતા જાય છે. આજના જડવાદી લોકો આત્મા કર્મ વગેરેને માનતા નથી. યદ્યપિ તેઓ આત્મા નથી, કર્મ નથી વગેરેનો પ્રઘોષ કે પ્રચાર ભલે ન કરતા હોય પણ તેમની ભૌતિક પ્રવૃત્તિ જ સૂચવે છે કે તેઓ આત્મા વગેરેને નથી માનતા. કેવળ ભૌતિક રંગરાગના આવેશમાં મગ્ન બની ગયેલાઓને જીંદગીની અંતિમ ક્ષણ સુધીમાં ક્યારેય આત્માનો વિચાર જ નથી આવતો, કેવળ ભૌતિક વસ્તુઓને મેળવવાની, સાચવવાની તમન્ના હોય છે. આવા જીવો કદી વિશ્વશાતિના પ્રશ્નને ઉકેલી શકે નહિ. વિશ્વશાંતિના પ્રશ્નને ઉકેલવા આધ્યાત્મિક જીવનમાં પ્રવેશ કર્યા વિના ચાલશે જ નહિ.

## આધ્યાત્મિક શાસ્ત્રમાં પ્રવેશ થાય ત્યારે ઉપસ્થિત થતા પ્રશ્નો.

જ્યારે આધ્યાત્મિક જીવનમાં પ્રવેશ થાય છે ત્યારે આત્મા છે કે નહિ ? છે તો તેનું સ્વરૂપ લક્ષણ શું છે ? તેને બંધન કોનું છે ? તેને બંધન શા માટે છે ? બંધનનું સ્વરૂપ કેવું છે ? તે બંધનથી કેવી રીતે મુક્ત થઈ શકે ? ઈત્યાદિ અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. આ પ્રશ્નો ઉપર ભારતીય દાર્શનિક ગ્રન્થોને અવલંબી વિચાર કરવામાં આવે તો પ્રત્યેક પ્રશ્ન સ્વતંત્ર એક એક ગ્રન્થને રોકે. પણ અહીં આપણે એ દરેક પ્રશ્નોને સામાન્યથી મુખ્યતયા જૈન-દર્શનને અવલબીને વિચારવાના છે. ભારતીયદર્શનોના અનેક ભેદો પ્રભેદો છે. પણ આત્મા છે કે નહિ એ વિષયમાં ભારતીયદર્શનોને આસ્તિક અને નાસ્તિક એમ બે વિભાગમાં વહેંચી શકાય. જે દર્શનો આત્મા પરલોક વગેરેના અસ્તિત્વને સ્વીકારે છે તે આસ્તિક દર્શનો. જે દર્શન સ્વતંત્ર આત્મા વગેરેનો ઈન્કાર કરે છે તે દર્શન નાસ્તિક. અહીં સર્વ પ્રથમ આપણે આત્મા છે કે નહિ એ પ્રશ્ન ઉપર વિચાર કરવાનો છે એટલે પ્રથમ આપણે નાસ્તિક દર્શનનું મંતવ્ય જાણી લેવું જરૂરી છે. જેથી શા માટે એ આત્માનો નિષેધ કરે છે અને આત્મનિષેધના હેતુમાં એ ક્યાં ભૂલે છે વગેરે ખ્યાલ આવે.

## ચાર્વાક દર્શનનું મંતવ્ય

નાસ્તિક-ચાર્વાક દર્શનના મુખ્ય બે સિદ્ધાંત છે. (૧) કેવળ પ્રત્યક્ષ પ્રમાણ તથા

(૨). સ્વભાવવાદ. કોઈ પણ વસ્તુનું જ્ઞાન યા સિદ્ધિ પ્રમાણ દ્વારા થાય છે. આસ્તિક દર્શનો આત્મા વગેરે વસ્તુને સિદ્ધ કરવા પ્રત્યક્ષથી અતિરિક્ત અનુમાન આગમ વગેરે પ્રમાણોને પણ માને છે, જ્યારે નાસ્તિક કેવળ પ્રત્યક્ષ પ્રમાણનો જ સ્વીકાર કરે છે. એટલે જે વસ્તુ ઇંદ્રિયોની સહાયથી જણાય તે જ વસ્તુનો સ્વીકાર કરે છે. તથા આસ્તિક સર્વ-દર્શનો, અમુક વસ્તુથી અમુક વસ્તુ ઉત્પન્ન થાય છે તેથી, જેનાથી વસ્તુ ઉત્પન્ન થાય તે કારણ, જે વસ્તુ ઉત્પન્ન થાય તે કાર્ય, અને તે બે વચ્ચે કાર્ય–કારણ ભાવ છે એમ કાર્ય–કારણ ભાવનો સ્વીકાર કરે છે. જયારે નાસ્તિક દર્શન આ કાર્ય–કારણ ભાવનો નિષેધ કરે છે અને જે કાંઈ થાય છે તે સર્વ વસ્તુના સ્વભાવથી જ થાય છે એ પ્રમાણે સ્વભાવવાદને માને છે. તે કેવળ પ્રત્યક્ષ પ્રમાણને સ્વીકારે છે એટલે દેહથી અતિરિક્ત આત્મા જેવી કોઈ વસ્તુ ચક્ષુ વગેરે ઇન્દ્રિયોથી દેખાતી ન હોવાથી દેહથી અતિરિક્ત આત્માના અસ્તિત્વને સ્વીકારતું નથી. જો આત્મા જ નથી તો તેના આધારે રહેલ પુણ્ય, પાપ પરલોક, પુનર્જન્મ, ધાર્મિકાનુષ્ઠાન, મોક્ષ વગેરેનો સ્વતઃ નિષેધ થઈ જાય છે.

## દેહથી અતિરિક્ત આત્મા નથી.

હવે જયારે તેને પૂછવામાં આવે છે કે દેહથી અતિરિક્ત આત્મા નથી તો પછી દેહ જડ હોવા છતાં તેમાં ચૈતન્ય કેમ ઉપલબ્ધ થાય છે? દેહ પૃથ્વી આદિ જડ પદાર્થોથી બનેલો છે. પૃથ્વી આદિ કોઈ પદાર્થમાં ચૈતન્ય શક્તિ નથી દેખાતી એ સર્વ કોઈને અનુભવસિદ્ધ છે. એટલે આ ચૈતન્ય ધર્મ દેહનો ન હોઈ શકે. તો આ ચૈતન્ય ધર્મ કોનો? આ પ્રશ્નનો ઉત્તર તે વ્યાવહારિક અનુભૂત દૃષ્ટાંતથી આપે છે. જેમ ધાવડી, ગોળ વગેરે મદ્યના પ્રત્યેક અવયવમાં મદશક્તિ ન હોવા છતાં તેના સમુદાયમાં મદશક્તિ ઉત્પન્ન થાય છે એ સર્વ કોઈ પ્રત્યક્ષ અનુભવે છે, તેમ પૃથ્વી, જળ, તેજ, વાયુ એ ચાર ભૂતોમાં પ્રત્યેકમાં ચૈતન્ય ન હોવા છતાં તેના સમુદાયમાં ઉત્પન્ન થાય છે. તથા જેમ કાલાંતરે મદ્યસમુદાય-માંથી મદશક્તિ નષ્ટ થાય છે તેમ ભૂતસમુદાયમાં પણ ચૈતનશક્તિ કાલાન્તરે સ્વયં નાશ પામે છે. આ પ્રમાણે અન્વય અને વ્યતિરેકથી ચેતના પૃથ્વી આદિ જડ પદાર્થના ધર્મ તરીકે સિદ્ધ થાય છે. તથા જે ધર્મ પ્રત્યેક અવયવમાં ન હોય અને સમુદાયમાં ઉત્પન્ન થાય તે ધર્મ સમુદાયનો ગણાય. જેમ મદશક્તિ મદ્યના પ્રત્યેક અવયવમાં નથી, પણ મદ સમુદાયમાં ઉત્પન્ન થાય છે તેથી મદ્યસમુદાયનો ધર્મ ગણાય છે. તેમ ચેતનાશક્તિ પૃથ્વી આદિ પ્રત્યેકમાં ન હોવા છતાં પૃથ્વી આદિ ભૂતસમુદાયમાંથી ઉત્પન્ન થાય છે તેથી એ ભૂતસમુદાયનો ધર્મ છે. આ દેહ પૃથ્વી આદિ ભૂતસમુદાય રૂપ હોવાથી ચૈતન્ય દેહનો ધર્મ છે. ધર્મ અને ધર્મી અભિન્ન હોય છે તેથી દેહ એજ ચૈતન્ય અને ચૈતન્ય એ જ દેહ. પણ દેહથી અતિરિક્ત આત્મા જેવી કોઈ વસ્તુ નથી. અહીં અન્ય પણ એક દૃષ્ટાંત છે. પાન, ચૂનો, કાથો વગેરેમાં લાલરંગ ગુણ ન હોવા છતાં જ્યારે તેમને ભેગાં કરીને

ખાવામાં આવે છે ત્યારે મુખ લાલ થઈ જાય છે. જેમ અહીં પાન આદિ પ્રત્યેક અવયવમાં લાલ રંગ ગુણ ન હોવા છતાં તેમના સમુદાયમાંથી ઉત્પન્ન થાય છે, તેમ પૃથ્વી આદિ ભૂત-સમુદાયમાંથી ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થાય છે.

## કેવળ પ્રત્યક્ષ પ્રમાણથી વ્યવહાર પણ ન ચાલે.

વાંચકો ! કોઈ એમ કહે કે હું તો જે ચક્ષુ વગેરે ઇંદ્રિયોથી પ્રત્યક્ષ દેખાય તે જ વસ્તુ માનું છું તો શું એનું આ કથન સત્ય છે ? અનુમાન અને આગમ વગેરે પ્રમાણોને માન્યા વિના આપણો વ્યવહાર ચાલી શકે ? તમને નથી લાગતું કે આપણે વ્યવહારમાં અનેક પ્રસંગોમાં કેવળ અનુમાન પ્રમાણનો કે કેવળ આગમ પ્રમાણનો આશ્રય લઈએ છીએ ? જો આપણે સૂક્ષ્મદષ્ટિથી આપણા વ્યવહારને તપાસીએ તો અનેક પ્રસંગોમાં આપણે કેવળ અનુમાનાદિપ્રમાણ ઉપર શ્રદ્ધા રાખીને પ્રવૃત્તિ કરીએ છીએ એ ખ્યાલ આવ્યા વિના નહિ રહે.

(૧) જ્યારે છ આઠ માસનો બાળક રડે છે ત્યારે તે શા માટે રડે છે એ શોધવા અનેક પ્રયત્ન કરવામાં આવે છે. બાળકને રડવાના કારણો ક્ષુધાદિ દૂર કરવામાં આવે છતાં બાળક રડે છે તો અનુમાન કરવામાં આવે છે કે એને કોઈ રોગ છે. રોગનું અનુમાન કરી ડૉકટર યા વૈદ્યને બતાવવામાં આવે છે. ડૉકટર યા વૈદ્ય જે કહે તેનો શ્રદ્ધાપૂર્વક સ્વીકાર કરવામાં આવે છે. અહીં બાળકનો રોગ કોઈને પ્રત્યક્ષ દેખાય છે ? તેનો રોગ નથી દેખાતો તેના માતા–પિતાને કે નથી દેખાતો ડૉકટર વગેરેને. અહીં માતા–પિતાએ બાળકને કોઈ રોગ છે એમ જે રોગ સામાન્યનો નિર્ણય કર્યો અને ડૉકટર વગેરેએ અમુક પ્રકારનો રોગ છે એમ જે રોગ વિશેષનો નિર્ણય કર્યો તે અનુમાન પ્રમાણથી. ડૉકટર વગેરેના વચન ઉપર વિશ્વાસ રાખવામાં આવે છે તે આગમ પ્રમાણથી.

(૨) આપણે ઘણી વખત જોઈએ છીએ કે વિદ્યાર્થીને અમુક વિષયમાં સંશય યા વિપરીત જ્ઞાન થઈ જાય છે અને શિક્ષક તુરત સમજી જાય છે કે આને અમુક વિષયમાં સંશય યા વિપરીત જ્ઞાન છે. તો શું અહીં શિક્ષક વિદ્યાર્થીના મનમાં થયેલ સંશય યા વિપરીત જ્ઞાનને ચક્ષુ વગેરે ઇંદ્રિયો દ્વારા દેખે છે ? નહિ જ. એથી અહીં અનુમાનથી જાણ્યું એમ સ્વીકાર કરવો જ પડશે.

(૩) જ્યારે સૂર્યોદય થયો છે કે નહિ એમ જાણવું હોય ત્યારે સૂર્યોદયની દિશા તરફ દૃષ્ટિપાત કરવામાં આવે છે. તે વખતે પર્વત કે મકાન આદિનું વ્યવધાન હોવાથી સૂર્ય દેખાતો નથી, પણ એક સ્થળે તડકો જોવામાં આવે છે તો તુરત સૂર્યોદય થઈ ગયો છે એમ નક્કી કરી લેવામાં આવે છે. આ સ્થળે તડકાને જોઈને સૂર્યોદય થવાનો નિર્ણય એ અનુમાન છે.

(૪) જ્યારે કોઈ પરદેશથી સ્વઘરે આવે છે ત્યારે તેની પત્ની બે દિવસ પહેલાં જ ઘરને તાળું લગાવીને પિયર ગઈ હોવાથી ઘરે તેને ન દેખવાથી મરી ગઈ એમ તે માની લે છે? ના, તે વખતે પાડોશીને પૂછવામાં આવે છે તથા પાડોશી જેમ કહે તેમ માનવામાં આવે છે. આ આગમ પ્રમાણ નથી તો બીજું શું છે?

(૫) જો દરેક મનુષ્ય ઇંદ્રિયોથી પોતાને દેખાય તેનો જ સ્વીકાર કરે તો પોતાના બાપદાદા વગેરેને પોતે જોયેલ ન હોવાથી ન માનવા જોઈએ. શું તે પોતાના બાપદાદા વગેરે ન હતા એમ માનવા તૈયાર થશે?

(૬) કેટલાય લોકો જંગલમાં રહેલા સિંહ, વાઘ આદિ પ્રાણીઓને જોતા નથી તો શું જંગલમાં તે પ્રાણીઓ નથી?

(૭) સ્વદેશના દૂર દૂરના તથા પરદેશના અનેક બનાવોના સમાચારો આવે છે અને મનુષ્યો તે સમાચારો પર વિશ્વાસ રાખે છે.

આ પ્રમાણે અનેક રીતે અનુમાન વગેરે પ્રમાણોનો વ્યવહારમાં ઉપયોગ થતો હોવા છતાં ઈંદ્રિયોથી દેખાય તેનો જ સ્વીકાર કરવો એ નરી મૂર્ખતા છે. હવે જો અનુમાન વગેરે પ્રમાણોને માન્યા વિના ચાલી શકે એમ નથી તો આત્મા અનુમાન વગેરે પ્રમાણોથી સિદ્ધ થઈ શકે છે. તે આ પ્રમાણે:–

## દેહથી અતિરિક્ત આત્મા છે.

(૧) **પુનર્જન્મ** :—બાળક ગર્ભમાં આવે છે ત્યારથી મરણ સુધીમાં જે સુખદુઃખ અનુભવે છે તેમાં કારણ કોણ? બાળકની શુભાશુભ ક્રિયા આમાં કારણ ન કહી શકાય. કારણ કે ગર્ભમાં તેણે કોઈ વિશિષ્ટ શુભાશુભ ક્રિયા કરી નથી. કારણ વિના જ સ્વભાવથી સુખદુઃખ પ્રાપ્ત થાય છે એમ માનવામાં મૂર્ખતાનું પ્રદર્શન છે. વિદ્વાન લોકો 'કારણ વિના કાર્ય ન થાય' એમ માને છે. આથી એની પાછળ કોઈ કારણ અવશ્ય હોવું જોઈએ. આના કારણ તરીકે માતા-પિતા પણ ન માની શકાય. કાર્ય કોઇ કરે અને ફળ અન્યને મળે એ કદી ન બને. શું પાડાના વાંકે પખાલીને ડામ અપાય? કદાચ કહો કે માતાપિતાના આહાર, વિહાર, વિચાર, વાણી તથા શારીરિક, માનસિક અવસ્થાઓની અસર બાળકને ગર્ભાવસ્થાથી જ શરૂ થઈ જાય છે, અને તેથી તે અસર પ્રમાણે તેનું શરીર, તેની માનસિક શક્તિ વગેરે ઘડાય છે, તથા તે અસર પ્રમાણે તેની સઘળી પ્રવૃત્તિ થાય છે. એટલે તેના સુખદુઃખના કારણ માતા-પિતાના આહાર, વિહાર, વિચાર વગેરે છે, તો અહીં એક પ્રશ્ન થાય છે કે માતા-પિતાની યોગ્યતાથી બાળકની યોગ્યતા તદ્દન જુદી જ કેમ થાય છે? માતા-પિતા અશિક્ષિત હોય છે, જ્યારે પુત્ર શિક્ષિત બને છે. માતા-પિતાને

અમુક વિષયમાં રુચિ હોય છે, જ્યારે પુત્રને અન્ય જ વિષયમાં રુચિ હોય છે. માતા–પિતા નમ્ર હોય છે, જ્યારે પુત્ર અભિમાની હોય છે. આ તફાવત કેમ રહે છે ? માતા–પિતાના આહાર આદિની અસરની સાથે આજુ બાજુની પરિસ્થિતિની પણ બાળક ઉપર અસર થાય થાય છે તેથી આ તફાવત પડે છે; એમ પણ નહિ કહી શકાય. પરિસ્થિતિ સમાન હોવા છતાં એક માતાથી જન્મેલા બે બાળકોમાં પ્રકાશ અંધકાર સમાન ભેદ જોવામાં આવે છે. એક ગ્રેજ્યુએટ બને છે, જ્યારે એક બિલકુલ અશિક્ષિત રહે છે. એકને સંસારના રંગરાગ ગમે છે, જ્યારે એકને ત્યાગ ઉપર પ્રેમ હોય છે. તથા બે વિદ્યાર્થીઓ સાથે એક જ વિષયનો એક જ શિક્ષકની પાસે અભ્યાસ કરતા હોય છે, બંનેની મહેનત સમાન હોય છે, અન્ય પણ આજુ બાજુની પરિસ્થિતિ સમાન હોય છે, છતાં એક વિષયને તલસ્પર્શી કરી લે છે જ્યારે અન્ય તે વિષે અલ્પજ્ઞાન ધરાવે છે. આ તફાવત કેમ ? કહો કે એમના જ્ઞાનતંતુઓ એમાં કારણ છે તો પ્રશ્ન થાય છે કે બાળકના શરીરની ઉત્પત્તિ માતા–પિતાના શુક્રશોણિતમાંથી થાય છે. શુક્રશોણિતમાં જ્ઞાનતંતુ હતા નહિ, તો આ બાળકના મગજમાં જ્ઞાનતંતુ કયાંથી આવ્યા ? અને બે બાળકોના જ્ઞાનતંતુની શક્તિમાં તફાવત કેમ થયો ? તથા તે તે બાળકને અનેક નર–નારીમાંથી નિયત તે તે માતા–પિતાના જ શુક્રશોણિતનો સંબંધ કેમ થયો ? ઈત્યાદિ અનેક પ્રશ્નો ઊભા જ રહે છે. એટલે ગર્ભથી મરણ સુધીમાં બાળકના સુખદુ:ખના કારણ તરીકે માતાપિતાની શુભાશુભ પ્રવૃત્તિ, તેમના આહાર વગેરેની અસર, આજુબાજુની પરિસ્થિતિની અસર કે બાળકની આ જન્મની શુભાશુભ પ્રવૃત્તિ ન માની શકાય. એથી આપણે તેની ગર્ભાવસ્થાની પણ પૂર્વે જવું પડશે. એથી પુનર્જન્મની સિદ્ધિ થયા વિના રહેતી નથી.

પુનર્જન્મને ન માનનારાઓ એક દલીલ કરે છે કે જો પુનર્જન્મ છે તો પૂર્વભવના પ્રસંગોનું સ્મરણ કેમ નથી થતું ? પણ તેમની આ દલીલ પાયા વિનાની છે. હું તેમને પૂછું છું કે તમોને તમારી ગર્ભાવસ્થા અને જન્માવસ્થા યાદ છે ? તમોને તમારી ગર્ભાવસ્થા અને જન્માવસ્થા યાદ નથી તો શું તમો ગર્ભાવસ્થા કે જન્મ વિના અકસ્માત્ ઉત્પન્ન થઈ ગયા ? વૃદ્ધાવસ્થામાં પહોંચેલાઓને યૌવન અવસ્થાના પણ દરેક પ્રસંગો કયાં યાદ આવે છે ! અહીં એ સમજવું જરૂરી છે કે કોઈ પણ જ્ઞાન થવામાં જ્ઞાનાવરણીય કર્મોના આવરણનો હ્રાસ જરૂરી છે. એથી જેમ પ્રત્યક્ષ જ્ઞાન માટે જ્ઞાનાવરણીય કર્મોના આવરણનો હ્રાસ જરૂરી છે તેમ સ્મૃતિજ્ઞાન માટે પણ સ્મૃતિજ્ઞાનાવરણીય કર્મોના આવરણનો હ્રાસ જરૂરી છે. આત્મામાં ભૂતકાળના દરેક પ્રસંગોને જાણવાની શક્તિ છે. છતાં કર્મોના આવરણને લઈ ને એ શક્તિ અભિભૂત થઈ ગઈ છે. આથી આપણે આપણા પૂર્વભવના પ્રસંગોને યાદ નથી કરી શકતા. પણ જેમને સ્મૃતિ-જ્ઞાનાવરણીય કર્મોનું આવરણ ઘટી જાય છે તેઓ પોતાના ભૂતકાળના પૂર્વભવના પ્રસંગો જોઈ શકે છે. સ્મૃતિજ્ઞાનાવરણીય કર્મોના આવરણના હ્રાસથી પોતાના પૂર્વભવના પ્રસંગોનું સ્મરણ કરનાર અનેક વ્યક્તિઓના દૃષ્ટાંતો જૈન જૈનેતર દર્શનના શાસ્ત્રોમાં મળી આવે છે.

આજે પણ અનેક વ્યક્તિઓ ઉક્ત કર્મોના આવરણના હ્રાસથી પોતાના પૂર્વભવની હકીકતો સારી રીતે જાણે છે. આથી આજે જેઓ પોતાના પૂર્વભવના પ્રસંગો જાણી શકે છે તેવી વ્યક્તિઓમાંથી એકાદ બે વ્યક્તિઓની મુલાકાત લઈ તેના જ્ઞાન વિષે વિચાર કરવામાં આવે તો પૂર્વભવના પ્રસંગોનું સ્મરણ કેમ નથી થતું ? એ પ્રશ્નનું સમાધાન થયા વિના નહિ રહે. આજે હીપ્નોટીઝમ અને મેસ્મેરિઝમની પ્રક્રિયા પણ આત્માની સિદ્ધિ કરે છે. હીપ્નોટીઝમ અને મેસ્મેરીઝમની પ્રક્રિયાથી પણ અનેક વ્યક્તિઓને પોતાના પૂર્વભવોની સ્મૃતિ થાય છે.

એથી જ વર્તમાન યુગના શ્રેષ્ઠ બુદ્ધિ જીવીઓને પણ આનો (પુનર્જન્મનો) સ્વીકાર કરવો પડે છે. આંતરરાષ્ટ્રિય ખ્યાતિ પામેલ ડાક્તર અને વૈજ્ઞાનિક ડૉ. એલેકઝાન્ડર કેનન કહે છે કે–"વર્ષો સુધી પુનર્જન્મના નામથી પણ હું ભડકતો હતો અને તેને ખોટો ઠરાવવા હું મારી બધી શકિત અજમાવતો. હીપ્નોસીસની અસર નીચે રહેલ મારા આસામીઓ સાથે પણ હું દલીલ કરતો કે 'તમે અર્થહીન વાતો કરી રહ્યા છો.' પરંતુ જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ મારા વધુ ને વધુ આસામીઓ, પોતાની અંગત ભિન્ન ભિન્ન માન્યતાઓ હોવા છતાં, આ જ વાત ફરી ફરી કરતા રહ્યા. પરિણામે આજે જ્યારે હજારથી યે વધુ કેસોની આ રીતની (હીપ્નોસીસ દ્વારા જાગતી પૂર્વજીવનોની સ્મૃતિઓની) તપાસ થઈ ચૂકી છે ત્યારે મારે કબૂલ કરવું પડે છે કે પુનર્જન્મ જેવું કંઇક છે." * જ્યારે એક પુનર્જન્મની સિદ્ધિ થઈ તો તેની પરંપરા સ્વતઃ સિદ્ધ થઈ જાય છે. આ પુનર્જન્મની પરંપરા શરીરથી અતિરિક્ત આત્મદ્રવ્યને માન્યા વિના ન ઘટે.

(૨) પ્રતિનિયતાકારવાળી જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેનો બનાવનાર કોઈને કોઈ હોય છે. દા. ત. મકાન, વસ્ત્ર, વાસણ વગેરે વસ્તુઓ પ્રતિનિયતાકારવાળી છે અને ઉત્પન્ન થાય છે તો તેને બનાવનાર કોઈને કોઈ હોય છે. આ દેહ પણ પ્રતિનિયતાકાર યુક્ત છે તથા ઉત્પન્ન પણ થાય છે તો તેનો બનાવનાર કોણ ? આ દેહને જેણે બનાવ્યો તે જ આત્મા.

(૩) જ્યારે કોઈ કાર્ય થાય છે તેમાં જે સાધનો હોય છે તે સાધનોથી અતિરિક્ત

---

* For years the theory of reincarnation was a nightmare to me and I did my best to disprove it and even argued with my trance subjects to the effect that they were talking nonsense, and yet as the years went by one subject after another told me the same story inspite of different and varied conscious beliefs, in effect until now, well over a thousand cases have been so investigated and I have to admit that there is such a thing as reincarnation.

—'The Power Within.' P. 170.

કર્તા પણ હોય છે. દા. ત. ગ્રન્થમુદ્રણમાં મશીન સાધન છે તો તે મશીનથી અતિરિક્ત તે મશીનને ચલાવનાર કર્તા પણ હોય છે. તેમ અહીં ઇન્દ્રિયોથી રૂપાદિનું જ્ઞાન થાય છે એટલે રૂપાદિના જ્ઞાનમાં ઇન્દ્રિયો સાધન છે, તો ઇંદ્રિયોથી અતિરિક્ત ઇન્દ્રિયો ઉપર નિયંત્રણ કરનાર કોણ? અહીં ઇન્દ્રિયો ઉપર જે નિયંત્રણ કરે છે તે જ આત્મા છે.

(૪) જે વસ્તુનો સંશય થાય છે તે વસ્તુ અવશ્ય હોય છે. જેમ કે-દૂરથી તમોએ એક વ્યક્તિને આવતી જોઈ. તેને જોઈને તમોને સંશય થયો કે આ મિત્ર રજનીકાન્ત છે કે અન્ય? અહીં તમને મિત્ર રજનીકાન્ત છે કે અન્ય એવો જે સંશય પડ્યો તે તમારો મિત્ર હતો તો ને? જો તમારે જગતમાં એકેય મિત્ર ન હોત તો આ મિત્ર છે કે નહિ એવો સંશય પડત? નહિ જ. એટલે સંશય વસ્તુ હોય તો જ પડે છે; અન્યથા નહિ. કેટલાકને આત્મા વિશે સંશય થાય છે એથી આત્માની સિદ્ધિ થાય છે. દેહમાં આત્મા છે કે કેમ એવો સંશય ઘણાને થાય છે. આ સંશયથી આત્મા છે એમ સાબિત થાય છે.

**પ્રશ્ન**:—જે વસ્તુનો સંશય થાય તે વસ્તુ અવશ્ય હોય તો કોઈને આકાશ-કુસુમ હશે કે નહિ એવો સંશય થયો તો આકાશ-કુસુમ પણ અવશ્ય હોવું જોઈએ.

**ઉત્તર**:—જે વસ્તુનો સંશય થાય તે વસ્તુ અવશ્ય હોય છે. પણ તેનો અર્થ એ નથી કે જ્યાં સંશય થાય ત્યાં જ એ વસ્તુ હોય છે. જે વસ્તુનો સંશય થાય છે તે વસ્તુ અવશ્ય હોય છે એનો અર્થ એ છે કે જે વસ્તુનો સંશય થાય તે વસ્તુ જ્યાં સંશય થાય ત્યાં કે અન્યત્ર ગમે ત્યાં પણ અવશ્ય હોય છે. તો પ્રસ્તુતમાં આકાશ-કુસુમ હશે કે નહિ એટલે કે આકાશમાં ફૂલ છે નહિ એવો સંશય પડે છે તો ફૂલ જ્યાં સંશય પડે છે ત્યાં (આકાશમાં) ભલે નથી, પણ પૃથ્વી ઉપર અવશ્ય છે.

(૫) ઘણી વખત કેટલાકને અમુક વસ્તુ વિષે વિપરીત જ્ઞાન-ભ્રમ થાય છે. આ વિપરીત જ્ઞાન વસ્તુ હોય તો જ થાય, અન્યથા નહિ. દા. ત. તમો રસ્તામાં ચાલ્યા જતા હો અને દૂરથી કલઈનો ચમકતો એક ટુકડો જોઈને તમને થયું કે આ ચાંદી છે. ચાંદી સમજીને તમે એને લઈ લીધો. અહીં તમને કલઈના ટુકડામાં આ ચાંદી છે એમ વિપરીતજ્ઞાન-ભ્રમ થયો તે જગતમાં ચાંદી છે તો ને? જો જગતમાં ચાંદી જ ન હોત તો તમને આ ચાંદી છે એવો ભ્રમ થાત? નહિ. પ્રસ્તુતમાં કેટલાકને દેહમાં જે આત્માનો ભ્રમ થાય છે તે આત્મા હોય તો જ ઘટે. આથી આ વિપરીતજ્ઞાન-ભ્રમથી પણ આત્માની સિદ્ધિ થાય છે.

(૬) જે વસ્તુનો નિષેધ થાય તે વસ્તુ ગમે ત્યાં પણ અવશ્ય હોય છે. જે વસ્તુ ક્યાંય પણ ન હોય તેનો નિષેધ થતો નથી. દા. ત. અહીં ઘડો નથી એમ કહ્યું તો ઘડો ગમે ત્યાં છે તો અહીં નથી એવો નિષેધ થાય છે. પણ જો ઘટ જેવી વસ્તુ જગતમાં ક્યાંય

પણ ન હોય તો તેનો નિષેધ ન થાય. પ્રસ્તુતમાં કેટલાક "આત્મા નથી," એવો જે નિષેધ કરે છે તે આત્મા હોય તો જ ઘટે.

**પ્રશ્ન** :— જો જે વસ્તુનો નિષેધ થાય છે તે વસ્તુ અવશ્ય હોય તો ખરશૃંગ નથી એમ ખરશૃંગનો નિષેધ થાય છે તો શું ખરશૃંગ છે?

**ઉત્તર** :—અહીં ખાસ સમજવા જેવું છે કે જ્યારે જ્યારે કોઈ વસ્તુનો નિષેધ થાય છે ત્યારે ત્યારે તે વસ્તુનો સર્વથા નિષેધ નથી થતો. કિન્તુ સંયોગ, સમવાય, સામાન્ય અને વિશેષ આ ચારનો નિષેધ થાય છે. દા. ત રજનીકાન્ત ઘેર નથી એવો નિષેધ થયો તો અહીં રજનીકાન્તનો સર્વથા નિષેધ નથી થતો, કિન્તુ રજનીકાન્તના સંયોગનો નિષેધ થાય છે એટલે કે રજનીકાન્તનો ઘરમાં સંયોગ નથી. પણ બજાર વગેરે સ્થળે રજનીકાન્તનો સંયોગ છે. એટલે અહીં ઘર અને રજનીકાન્ત છે પણ તે બેનો સયોગ નથી. અન્ય આકાશ નથી એ સ્થળે આકાશનો સર્વથા નિષેધ નથી થતો, કિન્તુ આકાશમાં સામાન્યનો નિષેધ થાય છે. આકાશમાં સામાન્ય ભલે નથી, પણ ગાય વગેરે પદાર્થોમાં છે. આથીજ અન્ય ગાય નથી એમ ન કહી શકાય. ઘટ પ્રમાણ મોતી નથી એ નિષેધમાં મોતીનો નિષેધ નથી, કિન્તુ મોતીમાં પ્રમાણ વિશેષનો એટલે કે ઘટ જેટલા પ્રમાણનો નિષેધ છે. ઘટ જેટલું પ્રમાણ મોતીમાં ભલે નથી, પણ કોળું વગેરે પદાર્થોમાં છે. તે પ્રમાણે ખરશૃંગ નથી એટલે કે ગધેડાને શિંગડા નથી એ નિષેધમાં શિંગડાનો નિષેધ નથી, કિન્તુ ગધેડામાં શૃંગના સમવાયસંબંધનો નિષેધ છે. શૃંગના સમવાયસંબંધનો ગધેડામાં નિષેધ થયો. શૃંગનો સમવાયસંબંધ ગધેડામાં નથી, પણ ગાય આદિમાં છે. અર્થાત્ શિંગડાં ગધેડાને ભલે ન હોય, પણ ગાય આદિને હોય છે.

**પ્રશ્ન** :—અમે પણ જીવ નથી એમ નિષેધ નથી કરતા, કિન્તુ શરીરમાં જીવ નથી એમ નિષેધ કરીએ છીએ.

**ઉત્તર** :—તો તો ઘણું સારું. શરીરમાં જીવ નથી એનો અર્થ એ થયો કે જીવ છે પણ શરીરમા નથી. જીવ છે અને શરીરમાં નથી તો શરીર સિવાય અન્યત્ર ક્યાં છે તેનો ઉત્તર આપશો કે નહિ? અહીં ઉત્તર જ નહિ આપી શકો. કારણ કે જીવના જ્ઞાનાદિ ગુણો શરીરમાં જ ઉપલબ્ધ થાય છે, શરીર બહાર ક્યાંય દેખાતા નથી. એટલે 'ઘટ્ટકુટીપ્રભાત' ન્યાયથી આખરે શરીરમાં આત્મા છે એમ સ્વીકારવું જ પડશે.

(૭) જીવને ન માનવામાં આવે તો વ્યવહાર પણ ઘટે. જ્યારે કોઇ મૃત્યુ પામે છે ત્યારે કહેવામાં આવે છે કે જીવ ગયો હવે એના શરીરને બાળી નાખો. જો જીવ ન હોય તો આ વ્યવહાર ન ઘટે.

(૮) બાધકાભાવથી એટલે કે આત્માને માનવામાં કોઈ બાધ નથી દેખાતો એથી પણ આત્માની સિદ્ધિ થાય છે.

**પ્રશ્ન** :—આત્મા ઘટાદિ વસ્તુઓની જેમ ઈન્દ્રિયોથી નથી દેખાતો એજ બાધ-બાધક પ્રમાણ છે ?

**ઉત્તર** :—બાધક પ્રમાણ તેજ કહેવાય કે જે વસ્તુને જાણવાની શકિત ધરાવતા હોય, સહકારી સર્વસામગ્રી હાજર હોય, છતાં ન જાણી શકે. દા. ત. આંખમાં ઘટાદિ પદાર્થો જાણવાની શકિત છે. હવે જો પ્રકાશ વગેરે સહકારી સામગ્રી હાજર હોય અને જો આંખ ઘડાને ન જોઇ શકે તો કહેવું પડે કે પ્રત્યક્ષાભાવ રૂપ બાધક પ્રમાણ હોવાથી ઘટ નથી. પણ ઇંદ્રિયોમાં આત્માને જાણવાની તાકાત નથી. ઇંદ્રિયોમાં કેવળ ભૌતિક વસ્તુઓને જ જાણવાની શક્તિ છે. ગમે તેટલી શક્તિવાળા દૂરબીનની સહાય લેવામાં આવે તો પણ ઇન્દ્રિયો અમૂર્ત વસ્તુને ન જાણી શકે. અમૂર્ત વસ્તુને જાણવાની તાકાત ભૌતિક કોઈ પદાર્થમાં નથી.

(૯) સહુ કોઇ જાણે છે કે જેને અનુભવ થાય છે તેને જ સ્મરણ થાય છે. અન્યને નહિ. એટલે અનુભવ અને સ્મરણ કરનાર એક જ વ્યક્તિ હોય છે. જો એમ ન હોય તો એકે અનુભવેલા પ્રસંગોનું સ્મરણ અન્યને કેમ નથી થતું ? આથી જેને અનુભવ થાય છે તેને જ સ્મરણ થાય છે એમ માનવું જ પડશે. સર્વને બાલ્યાવસ્થામાં અનુભવેલા પ્રસંગોનું સ્મરણ યુવાવસ્થામાં અને યુવાવસ્થામાં અનુભવેલા પ્રસંગોનું વૃદ્ધાવસ્થામાં સ્મરણ થાય છે. અહીં અનુભવ અને સ્મરણ કરનાર એક કોણ ? દેહને ન માની શકાય. કારણ કે દેહ તો બદલાયા જ કરે છે. બાલ્યાવસ્થાનો દેહ યુવાવસ્થામાં નથી રહેતો અને યુવાવસ્થાનો દેહ વૃદ્ધાવસ્થામાં નથી રહેતો. એટલે અહીં દેહથી અતિરિક્ત કોઈ અનુભવ અને સ્મરણ કરનાર છે એમ માનવું જ પડશે. દેહથી અતિરિક્ત જે વસ્તુ અનુભવ અને સ્મરણ કરનાર છે તે જ આત્મા છે.

આગમથી પણ આત્મા સિદ્ધ છે. દરેક આસ્તિક દર્શનના આગમમાં આત્માના અસ્તિત્વનું પ્રતિપાદન છે. યદ્યપિ દરેક દર્શનના આગમમાં આત્માનું સ્વરૂપ ભિન્ન ભિન્ન બતાવવામાં આવેલ છે, છતાં દેહથી અતિરિક્ત આત્માના અસ્તિત્વમાં કોઇ આગમનો વિરોધ નથી.

આ પ્રમાણે અનુમાન અને આગમ પ્રમાણથી આત્મા સિદ્ધ થાય છે. પણ ચાર્વાક દર્શન કેવળ પ્રત્યક્ષ પ્રમાણને માને છે એટલે 'તુષ્યતુ દુર્જન' ન્યાયને અનુસરીને થોડી વાર માટે કેવળ પ્રત્યક્ષ પ્રમાણ માનવામાં આવે તો પણ આત્મા સિદ્ધ થાય છે તે આ પ્રમાણે :—

(૧) દરેક વ્યકિતને 'હું છું' એ પ્રમાણે સંવેદન થાય છે. અત્યંત અંધકાર હોય, અન્ય કોઈ વસ્તુ ન દેખાતી હોય, યાવત્ પોતાનું શરીર પણ ન દેખાતું હોય ત્યારે પણ દરેકને 'હું છું' એવું સંવેદન અવશ્ય થાય છે. કયારે પણ 'હું નથી' એવું સંવેદન કોઈને પણ નથી થતું. હું એ કોણ ? આ હું એ જ આત્મા. આથી દરેકને પોતાનો આત્મા સ્વસંવેદનથી પ્રત્યક્ષ સિદ્ધ છે.

પ્રશ્ન : 'હું' નો વિષય દેહ છે. કારણ કે હું કાળો, હું પીળો, હું જાડો, હું પાતળો, હું દૂબળો ઈત્યાદિ પ્રતીતિ થાય છે. કૃષ્ણાદિ ગુણો આત્માના ન સંભવે, કિન્તુ દેહના જ છે. આથી 'હું' નો વિષય દેહ હોય તો જ આ પ્રતીતિ ઘટે. એથી જ હું સંવેદન દેહમાં જ થાય છે. દેહની બહાર કોઈ વસ્તુમાં હું સંવેદન નથી થતું. આથી હુંનો વિષય દેહ છે એ સિદ્ધ થાય છે.

ઉત્તર :—જેમ હું કાળો ઈત્યાદિ પ્રતીતિ થાય છે તેમ હું જ્ઞાની, હું અજ્ઞાની ઈત્યાદિ પ્રતીતિ પણ થાય છે. આ પ્રતીતિ દેહને લઈ ને ન ઘટે કારણ કે જ્ઞાનાદિ ગુણો દેહના નથી. તેથી જ મૃતાવસ્થામાં દેહ વિદ્યમાન હોવા છતાં હુંનું સંવેદન નથી થતું. આમ હું નો વિષય દેહ માનવામાં વ્યભિચાર હોવાથી તથા અનેક પ્રમાણોથી દેહાતિરિક્ત આત્માની સિદ્ધિ થવાથી હું નો વિષય દેહાતિરિક્ત આત્મા જ છે. હવે તમે પૂછી શકો છો કે તો પછી હું કૃષ્ણ, ઈત્યાદિ પ્રતીતિ કેમ થાય છે ? એનો ઉત્તર આ પ્રમાણે:—કર્મના યોગે દેહ અને આત્માનો અત્યંત ગાઢ સંબંધ હોવાથી બંને એક જેવા ભાસે છે. તેથી શરીરમાં હું નો ઉપચાર કરવામાં આવે છે. જેમ અગ્નિ અને લોઢાનો ગોળો એકમેક બની જવાથી 'લોઢું તપે છે' એ પ્રમાણે અગ્નિના ધર્મનો લોઢામાં ઉપચાર કરવામાં આવે છે તેમ અહીં દેહમાં આત્મવિષય 'હું' નો ઉપચાર કરવામાં આવે છે.

ચા પીધા પછી કોઇને પૂછવામાં આવે કે ચા કેવી ? તો તે ઝટ બોલશે કે ચા મીઠી. અરે પણ ચા કદી મીઠી હોતી હશે ? કેવળ ચાની ભૂકી મુખમાં નાખ્યા પછી કોણ તેને મીઠી કહેશે ? છતાં અહીં ચા મીઠી કહેવામાં આવે છે. મીઠાશ ગુણયુક્ત સાકર અને ચા એકમેક મળી જવાથી સાકરની મીઠાશનો ચામાં ઉપચાર કરવામાં આવે છે. તે પ્રમાણે આત્મવિષયક 'હું' નો દેહમાં ઉપચાર કરવામાં આવે છે.

(૨) આત્મા જ્ઞાનમય છે. જ્ઞાન અને આત્મા અભિન્ન છે–એક જ છે. એટલે જ્ઞાન એ જ આત્મા. જ્ઞાન સર્વ કોઇને સુખાદિની જેમ સ્વસંવેદનથી પ્રત્યક્ષ છે. એટલે આત્મા પણ સ્વસંવેદનથી પ્રત્યક્ષ છે.

(૩) ગુણ અને ગુણી અભિન્ન હોય છે. જે બે વસ્તુઓ પરસ્પર અભિન્ન હોય તે બેમાંથી ગમે તે એકને જાણવાથી અન્યનું પણ જ્ઞાન થઇ જાય છે. એથી ગુણના જ્ઞાનથી ગુણીનું પણ જ્ઞાન થાય છે એ સર્વને અનુભવ સિદ્ધ છે. દા. ત. આંધળા માણસને ગોળ ખાવા આપો તો તે ચાખીને તુરત કહેશે કે આ ગોળ છે. એને તે વખતે પૂછવામાં આવે કે તમારે આંખો નથી છતાં આ ગોળ છે એમ શી રીતે જાણ્યું ? તો એ કહેશે કે એના મીઠાશ ગુણથી. તે પ્રમાણે પ્રસ્તુતમાં આત્માના જ્ઞાનાદિ ગુણો પ્રત્યક્ષ થતા હોવાથી આત્મા પણ પ્રત્યક્ષ થાય છે.

## જે ધર્મ પ્રત્યેકમાં ન હોય તે સમુદાયમાં ન આવે.

ચૈતન્ય દેહનો ધર્મ છે એ સિદ્ધ કરવા મદ્યના દૃષ્ટાંત દ્વારા ધાવડી આદિ પ્રત્યેક અંગમાં ન હોવા છતાં ભૂત-સમુદાયમાંથી ચેતના શક્તિ ઉત્પન્ન થાય છે એમ માનનાર ચાર્વાક ભૂલે છે. કારણ કે સમુદાયમાં ધર્મ તો જ ઉત્પન્ન થાય કે જો પ્રત્યેક અવયવમાં હોય. જે ધર્મ પ્રત્યેક અવયવમાં ન હોય તે ધર્મ તેમના સમુદાયમાં ન આવે. દા. ત. પ્રત્યેક તલમાં તેલ છે તો જ તેમના સમુદાયમાં મળે છે. પણ રેતીના પ્રત્યેક કણિયામાં તેલ નથી તો ગમે તેટલી રેતી ભેગી કરીને પીલવામાં આવે છતાં તેમાંથી તેલ નીકળતું નથી.

પ્રશ્ન :—તો પછી મદ્યના પ્રત્યેક અવયવમાં મદ શક્તિ ન હોવા છતાં તેના સમુદાયમાં કેમ દેખાય છે?

ઉત્તર :—મદ્યના પ્રત્યેક અવયવમાં મદશક્તિ નથી એમ કોણ કહે છે? મદ્યના ધાવડી આદિ પ્રત્યેક અવયવમાં અવશ્ય મદ શક્તિ રહેલી છે. અન્યથા સમુદાયમાંથી ઉત્પન્ન ન થાય. અવયવોમાં તે અવ્યક્ત હોય છે જ્યારે સમુદાયમાં વ્યક્ત બને છે.

પ્રશ્ન : જેમ તમે કહો છો કે, સમુદાયમાં મદ શક્તિ દેખાય છે માટે પ્રત્યેક અવયવમાં પણ અવશ્ય છે, કારણ કે પ્રત્યેકમાં મદ શક્તિ ન હોય તો સમુદાયમાં ન દેખાય, તેમ અમે પણ કહીએ છીએ કે, પૃથ્વ્યાદિભૂત સમુદાયમાં ચેતના શક્તિ દેખાય છે માટે પ્રત્યેક અવયવમાં પણ અવશ્ય છે પ્રત્યેક અવયવમાં અવ્યક્ત હોવાથી દેખાતી નથી.

ઉત્તર : તેમ માનવામાં વ્યભિચાર છે. મૃતાવસ્થામાં ભૂત સમુદાય વિદ્યમાન હોવા છતાં ચેતના શક્તિ દેખાતી નથી. વાયુ વગેરેનો અભાવ છે એમ બચાવ પણ નહિ કરી શકાય. કારણ કે વિશિષ્ટ પ્રયોગથી નળી આદિ દ્વારા વાયુ વગેરે પૂરવામાં આવે છે તો પણ ચેતના દેખાતી નથી. તથા મદ્યના મહુડા વગેરે અવયવમાં આંશિક માદકતાનો અનુભવ થાય છે. જ્યારે પૃથ્વ્યાદિમાં આંશિક પણ ચેતનાનો અનુભવ થતો નથી. વળી ગુણ અને ગુણી ભાવ અનુરૂપ હોય છે. દા. ત. અગ્નિનો અનુરૂપ ગુણ ઉષ્ણતા, તે પ્રમાણે બરફનો અનુરૂપ ગુણ શીતળતા છે. આથી અગ્નિમાં શીતળતા ગુણ કે બરફમાંથી ઉષ્ણતા ગુણ કદી જોવામાં નથી આવતો તેમ પ્રસ્તુતમાં જડ અને ચૈતન્ય એ વિરૂદ્ધ-અનનુરૂપ છે. એથી જડમાંથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે એમ કહેવું એ અગ્નિમાંથી શીતળતા ઉત્પન્ન થાય છે એમ કહેવા બરાબર છે. ચૈતન્યને અનુરૂપ ગુણી ચેતન હોઈ શકે, જડ નહિ. દા. ત. લીંબુના પાણીમાં સાકર એકમેક મળી જવાથી લીંબુનું પાણી મધુર લાગે છે તો આ મધુરતા ગુણ લીંબુનો ન ગણાય. કેમ કે મધુરતા ગુણ લીંબુને અનુરૂપ નથી. તે જ પ્રમાણે પ્રસ્તુતમાં ચૈતન્ય ગુણ જ્ઞાનાદિ સ્વરૂપ છે. દેહ જડ છે. આથી ચૈતન્યને દેહનો ગુણ ન કહી શકાય. આ પ્રમાણે ગુણ-ગુણી ભાવ અનુરૂપ હોય છે એ નિયમના બળે પણ ચૈતન્ય દેહનો ધર્મ નથી કિન્તુ દેહાતિરક્ત ચેતન વસ્તુનો ધર્મ છે એ સિદ્ધ થાય છે.

શરીરમાં ઉપલભ્યમાન ચૈતન્યને ઇન્દ્રિયોનો ધર્મ પણ ન માની શકાય. કારણ કે અનેકવાર આપણને અનુભવ થાય છે કે—આપણી આંખો સામે અનેક વસ્તુઓ આવે છે, એ વસ્તુઓની સાથે આંખોનો સંબંધ પણ થાય છે, છતાં ચક્ષુ દ્વારા તે વસ્તુનું જ્ઞાન નથી થતું. તેવી જ રીતે અનેકવાર અન્ય વિચારોમાં મશગૂલ બનીને ભોજન કરતાં ભોજ્ય વસ્તુના રસનું જ્ઞાન નથી થતું. એટલે ઇન્દ્રિયો હોવા છતાં જ્ઞાન નથી પણ થતું. તથા પૂર્વે ઇન્દ્રિયો દ્વારા અનુભૂત પ્રસંગો વગેરેનું ઇન્દ્રિયોની સહાય વિના પણ સ્મરણ થાય છે. એટલે ઇન્દ્રિયોનો વ્યાપાર ન હોવા છતાં સ્મરણરૂપ જ્ઞાન થાય છે. જો ચૈતન્ય ઇન્દ્રિયોનો ધર્મ હોય તો ઇન્દ્રિયો હોવા છતાં જ્ઞાન ન થાય અને ઇન્દ્રિયોની સહાય વિના પણ જ્ઞાન થાય એમ બને? પ્રકાશ સૂર્યનો ધર્મ છે તો કદી પણ સૂર્ય વિના પ્રકાશ પ્રાપ્ત થતો નથી અને સૂર્ય હોવા છતાં પ્રકાશ ન હોય એમ નથી બનતું. જે જેનો ધર્મ હોય તે તેની સાથે જ રહે. આથી જો ચૈતન્ય ઇન્દ્રિયોનો ધર્મ હોય તો ઉપર પ્રમાણે અન્વયથી અને વ્યતિરેકથી દોષ જોવામાં ન આવે. અન્વયથી અને વ્યતિરેકથી દોષ દેખાય છે માટે ચૈતન્યને ઇન્દ્રિયોનો ધર્મ પણ ન માની શકાય.

### વૈજ્ઞાનિકો પણ દેહાતિરિક્ત આત્માને સ્વીકારે છે.

આ પ્રમાણે ચાર્વાક દર્શનના મંતવ્યોની વિરુદ્ધ આત્માની સિદ્ધિ કરી. પણ આ દર્શન તો પુરાણા જમાનાનું છે. આજના લોકો એ તરફ બહુ લક્ષ્ય નથી આપતા. આજે જે વસ્તુ વિજ્ઞાનથી સિદ્ધ થાય તેના ઉપર અધિક શ્રદ્ધા રાખવામાં આવે છે. અલબત્ત, વિજ્ઞાન અપૂર્ણ છે અને અપૂર્ણ રહેવાનું છે. તેના સિદ્ધાંતો અચોક્કસ રહ્યા છે અને રહે છે. કારણ કે નિયત થયેલા તેના સિદ્ધાંતો સમય જતાં બદલાતાં રહે છે. છતાં વિજ્ઞાનપ્રયત્નના કેટલાક બાહ્ય લાભો તુરત જોવામાં આવે છે, આથી મુગ્ધ જનતા તેના ઉપર પ્રભાવિત થઈ જાય છે. આથી જ્યારે તેને કહેવામાં આવે કે અમુક સિદ્ધાંત અમુક વૈજ્ઞાનિકે શોધ્યો છે તો તે તુરત તેનો સ્વીકાર કરે છે. આથી અત્રે આ વિષયમાં થોડી સ્પષ્ટતા કરવાની જરૂર છે. યદ્યપિ ઘણા વૈજ્ઞાનિકો કેવળ ભૌતિક પદાર્થોની શોધ પાછળ જ પડયા છે. તેમને આત્મા જેવી વસ્તુની શોધ કરવાની ફુરસદ જ નથી મળતી. છતાં એવા અનેક વૈજ્ઞાનિકો થઈ ગયા કે જેમણે આત્માની પણ શોધ કરી છે. શોધ કરી છે એટલું જ નહિ પણ અનેક યુક્તિ અને પ્રયુક્તિઓથી તેનું સમર્થન કરીને લોકમાં તેનો પ્રચાર પણ કર્યો છે. સાથે સાથે કેવળ જડવાદની પાછળ પડેલા વૈજ્ઞાનિકોની સામે વિરોધ પણ દર્શાવ્યો છે. ભૌતિક દેહથી અતિરિક્ત આત્માને સ્વીકારનાર વૈજ્ઞાનિકોમાં 'સર ઓલીવર લૉજ' અને 'લૉર્ડ કેલ્વિન' એ બે વૈજ્ઞાનિકો મુખ્ય છે. આ બંને વૈજ્ઞાનિકો દુનિયામાં પ્રસિદ્ધિને પામેલા છે. તથા ડૉ. જગદીશચંદ્ર બોઝને કોણ નથી ઓળખતું? તેણે માનવ જાતિથી આગળ વધીને વનસ્પતિમાં પણ દેહાતિરિક્ત જીવ અને સ્મરણ શક્તિનો સ્વીકાર કર્યો છે. પશ્ચિમના અનેક દેશોના વિદ્વાનો આત્માનું સમર્થન કરે છે.

આત્માને નહિ માનનાર વૈજ્ઞાનિકોની આત્માને નહિ માનવામાં દલીલ એ છે કે આત્મા ચક્ષુથી પ્રત્યક્ષ દેખાતો નથી. પણ તેમની આ દલીલ લૂલી છે. શું તેઓ વ્યવહારમાં સર્વત્ર જે આંખોથી દેખાય છે તેનો જ સ્વીકાર કરે છે ? પૂર્વે આપણે વિચારી ગયા છીએ કે વ્યવહારમાં આપણે અનેક પ્રસંગોમાં વસ્તુ ન દેખાવા છતાં તે વસ્તુનું કાર્ય જોઈને કારણ તરીકે તે વસ્તુને માનીએ છીએ. આજના વૈજ્ઞાનિક પ્રયોગોથી બહાર પડતા સાધનોથી આ વિશે વધારે પુષ્ટિ મળે છે. બટન દબાવતાંની સાથે પંખો ચાલુ થઈ જાય છે. બટન દબાવતાં તુરત રૂમમાં પ્રકાશ પ્રકાશ થઈ જાય છે. આ બધું શેના કારણે ? વિદ્યુત્‌શક્તિના કારણે. જો વાયરમાં વિદ્યુત્‌શક્તિ ન હોય તો ગમે તેટલી વાર બટન (સ્વીચ) દબાવવામાં આવે છતાં પંખો ચાલતો નથી, પ્રકાશ થતો નથી, રેડિયામાંથી શબ્દો સંભળાતા નથી. શું આ વિદ્યુત્‌શક્તિ વૈજ્ઞાનિકોને આંખોથી દેખાય છે ? વાયુ કોઈને આંખોથી દેખાય છે ? છતાં શરીર ઉપર અથડાવાથી, વૃક્ષ આદિના પર્ણો ચાલવાથી કે અન્ય તેના કોઈ કાર્યો દ્વારા વાયુને કોણ નથી માનતું ? ચક્ષુથી પ્રત્યક્ષ ન હોવા છતાં તેના કાર્યો દ્વારા વસ્તુને માનવામાં આવે છે તો આત્મા ભલે આંખોથી નથી દેખાતો છતાં તેનું લક્ષણ કે કાર્ય આપણને પ્રત્યક્ષ છે તો તેને શા માટે ન માનવો ? ક્ષણ પહેલાં જે દેહમાં હલનચલન વગેરે ક્રિયાઓ થતી હતી, ઈચ્છાઓ વ્યક્ત થતી હતી, તે દેહમાં ક્ષણ પછી હલન ચલન વગેરે ક્રિયા નથી થતી, કોઈ જાતની લાગણી નથી દેખાતી, કોઇ ઈચ્છાઓ વ્યકત નથી થતી. આનું શું કારણ ? આનું કારણ એ છે કે દેહમાંથી ક્રિયાઓનો કર્તા, લાગણીઓનો કર્તા કે ઇચ્છાઓનો કર્તા આત્મા ચાલ્યો જાય છે. જેમ વાયરમાં વિદ્યુત્‌શકિત હોય તો જ પંખાનું ભ્રમણ વગેરે થાય છે, અન્યથા નહિ. તેમ અહીં શરીરમાં ચેતન હોય તો જ હલન-ચલનાદિ ક્રિયા વગેરે થાય છે, અન્યથા નહિ. વૈજ્ઞાનિકો મનુષ્યની ઉત્પત્તિ ચિમ્પાજીમાંથી થઈ છે એમ માને છે તો શું તેઓ તે ચિમ્પાજીને જોવા ગયા હતા ? આથી આત્મા આંખોથી ન દેખાતો હોવા છતાં તેના કાર્યના પ્રત્યક્ષ દ્વારા તેનો સ્વીકાર કરવો જ જોઈએ.

## આત્મા ઇન્દ્રિયોથી કેમ નથી દેખાતો ?

હા, અહીં વૈજ્ઞાનિકો એટલું પૂછી શકે છે કે આત્મા આંખોથી કેમ નથી દેખાતો ? આનો ઉત્તર એ છે કે આત્મા અમૂર્ત–અરૂપી છે. એટલે કે જેમ બાહ્ય દેખાતા પદાર્થોમાં રૂપ હોય છે તેમ આત્મામાં રૂપ નથી. જે વસ્તુમાં રૂપ ન હોય તે કદી આંખોથી જોઇ ન શકાય. આત્મામાં જેમ રૂપ નથી તેમ રસ, ગંધ, સ્પર્શ વગેરે ગુણો પણ નથી. 卐 આથી તે જિહ્વા વગેરે ઇન્દ્રિયોથી પણ પ્રત્યક્ષ નથી થતો.

આત્મામાં રૂપ ન હોવાથી વૈજ્ઞાનિકો જીવતા માણસને લેબોરેટરીમાં (પ્રયોગશાળામાં)

---

卐 न रूपं न रसो गन्धो न न स्पर्शो न चाकृतिः ।
यस्य धर्मो न शब्दो वा तस्य का नाम मूर्तता ॥ અધ્યા. આત્મ. શ્લો. ૩૭

લઈ જઈને આત્માને જોવા ગમે તેટલા પ્રયોગો કરે છતાં આત્મા આંખોથી નહિ દેખાય. જે વસ્તુ અરૂપી હોય તે ચક્ષુથી દેખાય નહિ એટલું જ નહિ પણ તે ગમે તેવા વજ્ર સમાન ઘનપદાર્થોમાં પણ વિના છિદ્રે પ્રવેશી શકે છે અને નીકળી શકે છે. આથી જીવતા માણસને વજ્ર જેવી કોઠીમાં પૂરવામાં આવે તો પણ તે જીવનું મૃત્યુ થતાં જીવ એ કોઠીમાંથી પસાર થઇ જાય છે. અરે ! અરૂપી શું પણ કેટલાક રૂપી પદાર્થો પણ અત્યંત સૂક્ષ્મ હોવાથી અત્યંત નિશ્છિદ્ર કોઠી વગેરેમાંથી બહાર નીકળી આવે છે. દા. ત. શબ્દ એ રૂપી પુદ્ગલ છે. છતાં તે અત્યંત સૂક્ષ્મ હોવાથી જો કોઇ માણસ કોઠીમાં યા નાના ઓરડામાં પેશીને કોઠી યા ઓરડો ચારે બાજુ અત્યંત બન્ધ થયા બાદ શંખ ફૂંકે તો એ શંખનો અવાજ બહાર આવે છે. વૈજ્ઞાનિકોએ શોધેલા રેડિયો અને ટેલિફોન પણ આ વાતને સિદ્ધ કરે છે. આજે દૂર દૂર રહેલા જુદા જુદા દેશોમાં બોલાયેલા શબ્દો આપણને અહીં રેડિયો દ્વારા સાંભળવા મળે છે. શું આ શબ્દોને ત્યાંથી અહીં આવતાં વચ્ચે ક્યાંય વ્યવધાન નથી આવતું ? વચ્ચે અનેક વસ્તુઓનું વ્યવધાન હોવા છતાં એ શબ્દોને રોકવા કોઇ વસ્તુ સમર્થ બનતી નથી. જેમ સમુદ્રમાં એક મોજામાંથી અનેક મોજાઓ ઉત્પન્ન થાય છે તેમ માણસ જે શબ્દો બોલે છે તે શબ્દો મોજાની જેમ સર્વત્ર ફેલાઈ જાય છે. તથા જેમ લોહચુંબકમાં લોહને સ્વતરફ આકર્ષવાની શક્તિ છે તેમ વિદ્યુત્‌માં તે મોજાને પકડવાની શક્તિ હોવાથી વિદ્યુત્ તે મોજાઓને પકડી લે છે. આથી દૂર બોલાયેલા શબ્દો પણ અહીં સંભળાય છે. આ હકીકત આપણને બોધ આપે છે કે જુદા જુદા પદાર્થોમાં જુદી જુદી વિચિત્ર શક્તિઓ રહેલી હોય છે. જો રૂપી વસ્તુ પણ અત્યંત પેક વસ્તુમાંથી બહાર નીકળી જાય છે તો અરૂપી આત્મા બહાર નીકળી જાય તેમાં શું નવાઈ છે. અરૂપી વસ્તુઓનું વજન પણ હોતું નથી. આથી જેટલું વજન આત્માસહિત દેહનું થાય છે તેટલું જ વજન આત્મારહિત દેહનું થાય છે.

કેવળ ભૌતિક વસ્તુઓની શોધ પાછળ પડેલા વૈજ્ઞાનિકો આ આત્મજ્ઞાનથી અને તેના દ્વારા થતા આત્મકલ્યાણથી વંચિત રહે છે. ખરેખર ! તેઓ આધ્યાત્મિક દૃષ્ટિએ દયાપાત્ર છે. યદ્યપિ કેવળ ભૌતિક વસ્તુને મેળવવા, સાચવવામાં રત દરેક જીવો આધ્યાત્મિક જીવનમાં ઉતરેલા જ્ઞાનિપુરુષોની દૃષ્ટિએ દયા પાત્ર છે, છતાં તેમાં પણ વૈજ્ઞાનિકો વધારે દયા પાત્ર છે. કારણ કે અન્ય સામાન્ય જીવો પાસે વિશિષ્ટ જ્ઞાનશક્તિ નથી, જ્યારે વૈજ્ઞાનિકો પાસે વિશિષ્ટ જ્ઞાન શક્તિ છે. પણ જેમ વ્યસની માણસ પોતાની સંપત્તિનો દુરુપયોગ કરે છે તેમ વૈજ્ઞાનિકો પોતાની શક્તિનો દુરુપયોગ કરે છે. જેથી સ્વપરને અતિ નુકશાન થાય છે. વિજ્ઞાનની સહાયથી ટ્રેન, એરોપ્લેન, ટેલિવીઝન, રેડિયો, પ્રકાશ વગેરેની શોધ થવા છતાં વિશ્વમાં અશાંતિ વધતી જ જાય છે. તેમની અજબ શક્તિનો અને કિંમતી સમયનો ખરેખર દુરુપયોગ થાય છે. આથી જ તેઓ અધ્યાત્મદૃષ્ટિથી અજ્ઞાન છે. જો વૈજ્ઞાનિકો ભૌતિક વિજ્ઞાનની દુનિયામાંથી બહાર નીકળી આધ્યાત્મિક દુનિયામાં આવે અને આત્માનું વિજ્ઞાન મેળવે તો

પોતાને અને સમગ્ર વિશ્વને અપૂર્વ લાભ પ્રાપ્ત થાય. વૈજ્ઞાનિકોને આત્માનું જ્ઞાન થયા પછી ભૌતિક કોઈ વસ્તુની શોધ કરવાની ઈચ્છા નહિ રહે.

કહેવાય છે કે સોળમી સદીમાં પ્રખર વૈજ્ઞાનિકો થઈ ગયા. તેમાં ગેબર, રોજરબેકન આલ્બર્ટસ, મેગ્નરી પેરેસલ્સસ વગેરે મુખ્ય હતા. તેઓને વિજ્ઞાનદ્વારા મુખ્ય બે વસ્તુઓ પ્રાપ્ત કરવાની ઈચ્છા હતી. એ બે વસ્તુઓ છે પારસમણિ અને પ્રવાહી અમૃત. પારસમણિથી લોઢું પણ સુવર્ણ બની જાય. એથી પારસમણિની શોધ થાય તો સમગ્ર મનુષ્યો સુખી બની જાય. પણ જો આ દુનિયાને છોડીને ચાલ્યા જવાનું હોય તો આ સુખ શું કામનું ? આથી પ્રવાહી અમૃતને પણ શોધવાની ઈચ્છા હતી. જો અમૃતની શોધ થાય તો તેનું પાન કરી મનુષ્યમાત્ર શાશ્વત યૌવનને પ્રાપ્ત કરે. પણ તેઓ મેળવી ન શક્યા. ખરેખર ! જો એમણે આધ્યાત્મિક અમૃતને મેળવવા પ્રયત્ન કર્યો હોય તો તેમને એ અમૃત અવશ્ય મળત. પછી તેમની પારસમણિ કે પ્રવાહી અમૃતને શોધવાની ઈચ્છા વિલય પામી જાત. અને, આજે આપણે વિશ્વની જે સ્થિતિ જોઈએ છીએ તેના કરતાં કંઈક જુદી જ સ્થિતિ જોવા મળત. અસ્તુ, જે થવાનું હતું તે થયું. પણ હજીએ જાગ્યા ત્યાંથી સવાર ગણીને આજના વૈજ્ઞાનિકો વૈજ્ઞાનિક વિશ્વમાંથી બહાર નીકળી આધ્યાત્મિક જગતમાં પ્રવેશ કરે તો વિશ્વશાંતિના પ્રશ્નનો ઉકેલ એક કાચી સેકન્ડમાં આવી જાય.

## આત્માનું સ્વરૂપ

આ પ્રમાણે આત્માની સિદ્ધિ થઈ. હવે એ આત્માનું લક્ષણ-સ્વરૂપ શું છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જૈનદર્શન પ્રમાણે આત્માનું લક્ષણ જ્ઞાન-દર્શનોપયોગ યા ચૈતન્ય છે. જૈનદર્શન આત્માને એકાંતે નિત્ય નહિ, એકાંતે અનિત્ય પણ નહિ, કિન્તુ નિત્યાનિત્ય યા પરિણામિનિત્ય માને છે.

આત્માનું આ સ્વરૂપ સાંભળીને કેટલાક ચોંકી ઉઠે છે. એકજ વસ્તુ નિત્ય અને અનિત્ય એ કેમ બને ! શું પ્રકાશ અને અંધકાર એક સાથે રહી શકે ? જો ન રહી શકે તો એક જ વસ્તુમાં નિત્યત્વ અને અનિત્યત્વ એક સાથે શી રીતે રહી શકે ? આ પ્રશ્ન એમના મનોમંદિરમાં ભમ્યા કરે છે. આ પ્રશ્નના સમાધાન માટે તેમણે એ સમજી લેવું જરૂરી છે કે જૈનદર્શન એકાન્તવાદી નથી, કિન્તુ અનેકાન્તવાદી છે-સાપેક્ષવાદી છે. તેનું કોઈ વચન અપેક્ષા વિનાનું નથી હોતું. આથી જૈનદર્શન કયી અપેક્ષાએ આત્માને નિત્ય અને અનિત્ય કહે છે એ મધ્યસ્થતાના આસન પર બેશીને સમજવામાં આવે તો ઉપરોકત પ્રશ્નને સ્થાન નહિ રહે. દરેક વસ્તુ-દ્રવ્ય પર્યાયથી યુક્ત છે. અહીં પર્યાય એટલે દ્રવ્યની-વસ્તુની ભિન્ન ભિન્ન અવસ્થા. આત્મા દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે, એટલે કે કોઈપણ કાળે આત્મદ્રવ્યનો નાશ નથી થતો. પર્યાયની દૃષ્ટિએ આત્મા અનિત્ય છે, એટલે કે તેની અવસ્થા બદલાય

છે. દા. ત. કોઈ જીવ અહીંથી મૃત્યુ પામીને દેવલોકમાં ગયો તો આત્મદ્રવ્ય તો કાયમ રહ્યું, પણ તે આત્માની અવસ્થા બદલાઈ ગઈ. મનુષ્ય-અવસ્થાનો નાશ થયો અને દેવ-અવસ્થા ઉત્પન્ન થઈ. આથી આત્મા પોતાના પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે એટલે ઉત્પન્ન પણ થાય છે અને નાશ પણ પામે છે પ્રસ્તુતમાં આત્માની વાત છે એટલે આત્માને ઉદ્દેશીને આ વાત કહી. બાકી જૈન દર્શન વસ્તુમાત્રને-પરમાણુથી આરંભી આકાશ સુધીની દરેક વસ્તુને નિત્ય અને અનિત્ય માને છે. આથી જ જૈનદર્શનમાં વસ્તુનું લક્ષણ 'उत्पाद्व्ययध्रौव्ययुक्तं सत्' એવું છે. એટલે કે દરેક વસ્તુ નિત્ય રહે છે, ઉત્પન્ન થાય છે અને નાશ પણ પામે છે. દરેક વસ્તુ દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે, અને પર્યાય-અવસ્થાની અપેક્ષાએ ઉત્પન્ન પણ થાય છે અને નાશ પણ પામે છે. દા. ત. સુવર્ણનો હાર ભાંગીને તેમાંથી વીંટીઓ બનાવી તો અહીં સુવર્ણ દ્રવ્યનો નાશ નથી થતો, પણ તેનો પર્યાય બદલાઈ જાય છે. પ્રથમ તેનો હાર પર્યાય હતો, જ્યારે હવે તેનો વિંટી પર્યાય થયો. આ પ્રમાણે જૈનદર્શન દરેક વસ્તુને નિત્ય અને અનિત્ય એમ ઉભય સ્વરૂપ માને છે. આથી આત્માને પણ કથંચિત્ નિત્ય માને છે અને કથંચિત્ અનિત્ય માને છે. એ પ્રમાણે આત્મા એકાંતે અકર્તા કે અભોક્તા નથી, કિન્તુ કથંચિત્ કર્તા છે અને કથંચિત્ અકર્તા પણ છે; કથંચિત્ ભોક્તા છે અને કથંચિત્ અભોક્તા પણ છે. આત્મામાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરે ગુણો નથી. તે રાગદ્વેષ આદિ રહિત નિરંજન નિરાકાર છે. આત્મામાં અનંત ગુણો છે, છતાં મુખ્ય આઠ ગુણો છે. તે આ પ્રમાણે- અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઅવ્યાબાધ સુખ, અનંતચારિત્ર (સ્વભાવરમણતારૂપ), અક્ષય-સ્થિતિ, અરૂપિપણું, અગુરુલઘુપણું અને અનંતવીર્ય. આત્માનું પ્રમાણ કેટલું છે એ વિષયમાં જુદા જુદા દર્શનકારો જુદી જુદી માન્યતા ધરાવે છે. કોઈ કહે છે કે આત્મા અણુ પરિમાણ છે, તો કોઈ કહે છે કે આત્મા આકાશ પરિમાણ છે. પણ જૈન દર્શન શરીરપ્રમાણ માને છે.

## કર્મસિદ્ધિ

આત્મા અરૂપી અને સ્વતંત્ર છે તો એને રૂપી દેહનું બંધન કેમ? તથા દરેક આત્માઓ સમાન હોવા છતાં એક સુખી, એક દુઃખી, એક વિદ્વાન, એક મૂર્ખ, એક દૂર દૂર રહેલી વસ્તુને જોઈ શકે છે, એક બહુ નજીક રહેલી વસ્તુને પણ ચશ્માની સહાય વિના નથી જોઈ શકતો, એક રોગી, એક નિરોગી, એક ક્રોધી, એક ક્ષમાશીલ, એક જન્મ બાદ બે ચાર દિવસમાં મૃત્યુ પામે છે, એક ૫૦ ૭૫ કે ૧૦૦ વર્ષોથી પણ વધારે સમય જીવે છે, એક ઉચ્ચ કુળમાં જન્મે છે, એક હલકાં કુળમાં જન્મે છે, એક બળવાન, એક નિર્બલ વગેરે અનેક પ્રકારની વિચિત્રતાઓ દેખાય છે તેનું શું કારણ? આ પ્રશ્નના સમાધાન માટે આસ્તિક દર્શનો કર્મને સ્વીકારે છે. આસ્તિક કોઇ દર્શન એવું નથી કે જે કર્મને સ્વીકારતું ન હોય. યદ્યપિ દરેક દર્શનમાં કર્મની સંજ્ઞા ભિન્ન ભિન્ન છે, છતાં કર્મનો સ્વીકાર દરેક દર્શન કરે છે. બૌદ્ધદર્શન કર્મને સંસ્કાર શબ્દથી સંબોધે છે. સાંખ્ય અને યોગ દર્શન

કર્મને વાસના, આશય કે ધર્મ–અધર્મ શબ્દોથી કહે છે. મીમાંસા દર્શન કર્મને અપૂર્વ શબ્દથી ઓળખે છે. વેદાંતદર્શન પુણ્ય અપુણ્ય શબ્દોથી તથા ન્યાય વૈશેષિક દર્શન કર્મને અદૃષ્ટાદિ શબ્દથી સંબોધે છે. શિવાનુયાયીઓ કર્મને પાશ નામથી ઓળખે છે. આ કર્મને શુભ અશુભ વગેરે નામોથી પણ ઓળખાવવામાં આવે છે. 卐

## દૃશ્યમાન વિચિત્રતા વિશે નાસ્તિકનું મંતવ્ય

પણ નાસ્તિકદર્શન આ વિચિત્રતાના પ્રશ્નનો ઉત્તર એક જ શબ્દમાં આપે છે અને તે એ કે સ્વભાવ. સ્વભાવ સ્વભાવ અને સ્વભાવ. બસ જે કંઈ આ જગતમાં થાય છે તે સર્વ સ્વભાવથી જ થાય છે. પ્રતિનિયત કાર્ય–કારણ ભાવનો તે ઈન્કાર કરે છે. તેના સમર્થનમાં એ કહે છે કે * અમારે કાર્યકારણભાવ માનવો શી રીતે? કારણ કે "જેની સત્તાથી જે થાય અને જેના અભાવે જે ન થાય તે તેનું કારણ" એવો કાર્ય–કારણભાવનો નિયમ છે. પણ આ નિયમ સર્વત્ર રહેતો નથી. એટલે કે જેની સત્તાથી જે થાય અને જેના અભાવે જે ન થાય તે તેનું કારણ બને જ છે એવો નિયમ નથી. દા. ત. + સ્પર્શ હોય તો જ ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે, જો સ્પર્શ ન હોય તો ચાક્ષુષ પ્રત્યક્ષ નથી થતું. આથી ચાક્ષુષપ્રત્યક્ષ પ્રત્યે સ્પર્શમાં કારણનો નિયમ લાગુ પડવાથી તેને ચાક્ષુષ પ્રત્યક્ષ પ્રત્યે કારણ માનવો જોઇએ. અર્થાત્ ચાક્ષુષપ્રત્યક્ષ તથા સ્પર્શ વચ્ચે કાર્ય–કારણભાવ માનવો જોઇએ, પણ માનેલ નથી. તથા અનેક દૃષ્ટાંતો મળે છે કે જેમાં કોઈ કારણ જ નથી દેખાતું. દા. ત. કમળની કેશરાઓને કોણ ઉત્પન્ન કરવા જાય છે? મોરના પીછાઓમાં વિવિધ રંગો કોણ પૂરે છે? કાંટાઓને તીક્ષ્ણ બનાવવા કોણ જાય છે?

## સ્વભાવ એટલે શું?

અહીં પ્રશ્ન થાય છે કે સ્વભાવ એ શું છે? સ્વભાવ એ વસ્તુવિશેષ છે? અકારણતા છે? કે વસ્તુધર્મ છે? ઘટાદિની જેમ સ્વભાવ જેવી કોઈ વસ્તુ દેખાતી નથી એટલે અપ્રામાણિક હોવાથી સ્વભાવ વસ્તુવિશેષ છે એમ ન માની શકાય. વળી વસ્તુવિશેષરૂપ સ્વભાવ મૂર્ત છે કે અમૂર્ત? મૂર્ત હોય તો નામાંતરથી કર્મ જ સિદ્ધ થાય છે. અમૂર્ત હોય તો તે કોઈ પણ કાર્યનો કર્તા ન બની શકે. જેમ આકાશ અમૂર્ત હોવાથી કોઈ કાર્યનો કર્તા નથી. અકારણતારૂપ સ્વભાવ સ્વીકારવામાં આવે તો સર્વ કાર્યોની એકી સાથે ઉત્પત્તિ થવી જોઇએ. કારણ કે અકારણતા સર્વત્ર સમાન છે. વસ્તુધર્મ માનવામાં આવે તો અમૂર્ત વસ્તુનો ધર્મ કે મૂર્ત વસ્તુનો ધર્મ? અમૂર્ત વસ્તુનો ધર્મ માનવામાં આવે તો અમૂર્ત વસ્તુનો

卐 શાસ્ત્રવાર્તાસમુચ્ચય (પ્રથમસ્તબક), શ્લોક ૧૦૦ તથા તેની ટીકા જૂઓ.
* સર્વદર્શનસંગ્રહ, શ્લોક ૧૧૦ વગેરે. સંમતિતર્ક ત્રીજો કાંડ, ગાથા ૫૩ની ટીકા.
\+ સ્પર્શ એટલે પૃથ્વ્યાદિ ભૂત.

ધર્મ અમૂર્ત હોવાથી કોઈ કાર્યનો કર્તા નહિ બની શકે. મૂર્ત વસ્તુનો ધર્મ માનવામાં આવે તો કર્મની જ સિદ્ધિ થાય છે. કારણ કે જૈન દર્શન કર્મને કથંચિત્ મૂર્ત વસ્તુનો ધર્મ માને છે. કેમકે કર્મ પુદ્ગલાસ્તિકાયના પર્યાયવિશેષરૂપ છે. 卐

## કાર્ય-કારણભાવનો નિયમ છે.

સ્વભાવવાદીએ કાર્ય-કારણભાવના નિયમમાં દોષ બતાવવા સ્પર્શનું દૃષ્ટાંત આપ્યું તે પણ અસત્ય છે. ચાક્ષુષ પ્રત્યક્ષ પ્રત્યે સ્પર્શ પણ કારણ છે જ. ચાક્ષુષપ્રત્યક્ષ પ્રત્યે રૂપ અનંતર કારણ છે, જ્યારે સ્પર્શ પરંપરાએ કારણ છે. સ્વભાવવાદની પુષ્ટિ માટે કમળકેશરા વગેરેના દૃષ્ટાંતો આપ્યા તે પણ ઠીક નથી. કમળકેશરા વગેરેમાં અન્વય-વ્યતિરેકથી બીજાદિ કારણ તરીકે સિદ્ધ થાય છે. બીજ, પાણી, કાદવ વગેરે હોય તો જ કમળ કેશરા થાય છે, અન્યથા નહિ.

પદ્મકેશરા વગેરેમાં બીજાદિ ઉપરાંત દેશ અને કાળ પણ કારણ છે. જો દેશ અને કાળ પણ કારણ ન હોય તો પદ્મકેશરા આદિ પાણી વગેરેમાં જ કેમ ઉત્પન્ન થાય છે? પથ્થર વગેરેમાં કેમ નહિ? તથા ગ્રીષ્મ ઋતુ આદિ કાળમાં જ કેમ થાય છે? શિશિર ઋતુ વગેરે કાળમાં કેમ નહિ? જો દેશ અને કાળ પણ કારણ ન હોય તો સર્વ વસ્તુ સર્વ દેશમાં અને સર્વ ક્ષેત્રમાં ઉત્પન્ન થવી જોઈએ. આ પ્રમાણે કાર્ય-કારણભાવના નિયમમાં જરાય દોષ નથી. આથી કાર્ય-કારણ ભાવ માન્યા વિના ચાલે જ નહિ. હવે જો કાર્ય-કારણભાવનો નિયમ છે તો પૂર્વોક્ત વિચિત્રતાનો પ્રશ્ન ઊભો જ રહે છે. એ પ્રશ્નનું સમાધાન આપણને કર્મસાહિત્ય આપે છે. તે કહે છે કે આ દૃશ્યમાન વિચિત્રતા કર્મના કારણે છે. ભિન્ન ભિન્ન કર્મના ઉદયથી ભિન્ન ભિન્ન કાર્ય થાય છે.

## જૈન દર્શન પંચકારણવાદી છે.

અહીં એટલું ધ્યાન રાખવું જરૂરી કે જૈન દર્શન કર્મને માને છે છતાં કેવલ કર્મવાદી નથી. જૈનદર્શન કાર્ય પ્રત્યે + કાળ, સ્વભાવ, નિયતિ, પુરુષાર્થ અને કર્મ એ પાંચેને કારણ માને છે. એ પાંચમાંથી અમુક કારણ ગૌણ અને અમુક કારણ મુખ્ય એમ બને, પણ કારણ પાંચે ગણાય. એથી જ જૈન દર્શન નથી કેવળ કાળવાદી, નથી કેવળ સ્વભાવવાદી, નથી કેવળ નિયતિવાદી, નથી કેવળ પુરુષાર્થવાદી અને નથી કેવળ કર્મવાદી, કિન્તુ પંચકારણવાદી છે. દા. ત. કોઈ એક વસ્ત્ર તૈયાર થયું તો તેમાં સ્વભાવ વગેરે પાંચે કારણો વિદ્યમાન હતાં. વસ્ત્ર તંતુઓમાંથી બને છે. તંતુઓનો વસ્ત્ર રૂપે બની જવાનો સ્વભાવ છે. આથી અહીં તંતુઓનો સ્વભાવ એ કારણ છે. તંતુઓમાંથી વસ્ત્ર બનાવવા મર્યાદિત કાળની અવશ્ય જરૂર પડે છે એટલે કાળ પણ વસ્ત્ર બનવામાં કારણ છે. તંતુઓનો વસ્ત્ર રૂપે બનવાનો સ્વભાવ છે,

---

卐 વિશેષાવશ્યક ગા. ૧૭૮૬ વગેરે. + શાસ્ત્રવાર્તા૦ શ્લોક ૧૯૧.

છતાં કોઇ વસ્ત્ર બનાવવા પ્રયત્ન ન કરે તો વસ્ત્ર બનતું નથી એટલે વસ્ત્ર બનાવનારનો પુરુષાર્થ પણ કારણ છે. વસ્ત્ર બનાવનાર ગમે તેટલો પ્રયત્ન કરે, પણ જો ભવિતવ્યતા ન હોય એટલે કે વસ્ત્ર ન બનવાનું હોય તો બનતું જ નથી. આથી ભવિતવ્યતા (નિયતિ) પણ વસ્ત્ર બનવામાં કારણ છે. તથા ભાગ્ય ન હોય તો પણ વસ્ત્ર બનતું નથી. આથી વસ્ત્ર બનવામાં કર્મ પણ કારણ છે. આ પ્રમાણે જૈન દર્શન ગર્ભાદિ કાર્ય પ્રત્યે સ્વભાવાદિ પાંચેને કારણ માને છે. તે જ પ્રમાણે જીવના મોક્ષમાં પણ પાંચે કારણોની જરૂર પડે છે. તેમાં સર્વ પ્રથમ સ્વભાવની આવશ્યકતા રહે છે. અહીં સ્વભાવ એટલે મોક્ષ પામવાની યોગ્યતા. મોક્ષ પામવાની યોગ્યતા ન હોય તો મળેલી અન્ય સામગ્રી મોક્ષ રૂપ કાર્યને ઉત્પન્ન કરી શકતી નથી. જેમાં મોક્ષ પામવાની યોગ્યતા નથી તેવા અભવ્ય જીવો ગમે તેવી ઉત્કૃષ્ટ ધર્મ ક્રિયા કરે છતાં કદી મોક્ષ ન પામી શકે. મોક્ષ પામવાની યોગ્યતા હોવા છતાં ભવિતવ્યતા ન હોય તો પણ મોક્ષ થતો નથી. જીવો અનાદિકાળથી સૂક્ષ્મ-નિગોદમાં રહેલા હોય છે. ભવિતવ્યતાના બળે લઘુકર્મી બની તેઓ નિગોદમાંથી બહાર આવે છે. નિગોદમાંથી બહાર આવવા છતાં જો મનુષ્ય ભવ, સદ્‌ગુરુયોગ ઇત્યાદિ સામગ્રી ન મળે તો મોક્ષ તરફ પ્રવૃત્તિ થઈ શકતી નથી. મનુષ્યભવ, સદ્‌ગુરુયોગ આદિ ધર્મની સામગ્રી પુણ્ય કર્મ વિના ન મળે. આથી મોક્ષ પ્રત્યે કર્મ પણ કારણ છે. જીવનો ભવ્યત્વ સ્વભાવ હોવા છતાં, ભવિતવ્યતાના બળે નિગોદમાંથી બહાર નિકળેલા જીવને પુણ્યકર્મની સહાયથી મનુષ્યભવ, સદ્‌ગુરુયોગ આદિ ધર્મસામગ્રી મળવા છતાં, જો કાળનો–ભવસ્થિતિનો પરિપાક ન થયો હોય તો મળેલી સામગ્રી મોક્ષ સાધક નથી બનતી. આથી મોક્ષની પ્રાપ્તિમાં કાળ પણ કારણ છે. જ્યારે કાળનો પરિપાક થાય છે ત્યારે જીવનો મોક્ષની સાધના માટે પ્રબળ પુરુષાર્થ પ્રગટે છે અને એ પુરુષાર્થ દ્વારા જીવ પોતાના સકલ કર્મોનો ક્ષય કરી મોક્ષ પામે છે. આ પ્રમાણે મોક્ષ કાર્ય પ્રત્યે સ્વભાવ, નિયતિ, કર્મ, કાળ અને પુરુષાર્થ એ પાંચે કારણો છે.

## દશ્યમાન વિચિત્રતા કર્મને માન્યા વિના ન ઘટે

**પ્રશ્નઃ**—કાર્ય–કારણ ભાવનો નિયમ અવશ્ય છે. પણ કેવળ કાર્ય–કારણ ભાવ માની લેવાથી કર્મની સિદ્ધિ નહિ થઈ શકે. કર્મો પ્રત્યક્ષ દેખાતાં નથી. દૃષ્ટકારણ દ્વારા સમાધાન થતું હોય તો અદૃષ્ટ કારણ માનવું એ ઠીક નથી. પ્રસ્તુતમાં સુખના કારણ તરીકે ધન, સ્ત્રી, સારાં વસ્ત્રો વગેરે તથા દુઃખના કારણ તરીકે ધનનો અભાવ, રોગી દેહ વગેરે માની લેવાથી સુખ દુઃખની ઉત્પત્તિ થઈ જાય છે તો પછી અદૃષ્ટ એવા કર્મોને શા માટે સ્વીકારવા ?

**ઉત્તર** :—તો પ્રશ્ન થાય છે કે અમુકને જ સારી સ્ત્રી, ધન વગેરેની પ્રાપ્તિ કેમ ? સર્વને સુખની સામગ્રી કેમ નથી મળતી ? તથા સુખ દુઃખ સિવાય અન્ય વિચિત્રતાઓની ઉપપત્તિ કેવી રીતે થશે ? દા. ત. (૧) એક જ માતાથી, એકી સાથે જન્મેલા બે બાળકો-

માંથી એક પંડિતશિરોમણિ બને છે, એક મૂર્ખશેખર બને છે. (૨) બે માણસો એક જ પ્રદેશમાં ઉછરેલા, બંનેને એક જ પ્રકારનો ખોરાક, એક જ પ્રકારનો રોગ, એક જ ડોક્ટરની ટ્રીટમેન્ટ, ડોક્ટર બંનેને એક જ પ્રકારની દવા આપે છે, તેમાં એક નિરોગી બને છે, એક મૃત્યુ પામે છે. (૩) સામાન્યથી બાળક આઠ વર્ષ વીત્યા બાદ વાંચતાં શીખે છે. પણ પ્રકાશની શોધ કરનાર ડૉ. યંગ બે વર્ષની ઉમરે પુસ્તક વાંચી શકતો હતો. (૪) ઈજીપ્તદેશના એલેકઝાન્ડ્રીયા નગરમાં જન્મેલી કલીઓપેટ્રા ચૌદ વર્ષની ઉંમરે તે દેશની પ્રસિદ્ધ સર્વ ભાષાઓ ઉપર પૂર્ણ કાબૂ ધરાવતી હતી. તે અઢાર વર્ષની ઉમરે રાજ્યશાસન ચલાવતી હતી. (૫) આર્ય વજ્રસ્વામીએ પારણામાં રમતાં જ સાધ્વીઓના મુખેથી શ્રવણ કરીને અગિયાર અંગો કંઠસ્થ કરી લીધાં હતાં. આવી આવી અસંખ્ય વિચિત્રતાઓ શું કોઈ દૃષ્ટ કારણથી ઘટી શકે એમ છે કે જેથી અદૃષ્ટ કર્મને માનવાની જરૂર ન રહે? તથા ધન, સુંદર સ્ત્રી વગેરેથી સુખ મળે જ છે એવો એકાંતે નિયમ નથી. ધન આદિ સુખની સામગ્રી મળવા છતાં અગણિત પુરુષો દુઃખમય નિરાશમય જીવન ગાળે છે એ શું આપણે પ્રત્યક્ષ નથી જોતા? આથી દૃશ્યમાન સુખાદિની વિચિત્રતા કર્મ માન્યા વિના ન ઘટી શકે. શુભ કર્મના ઉદયથી સુખાદિ શુભ કાર્ય થાય છે. અશુભકર્મના ઉદયથી દુઃખાદિ અશુભ કાર્ય થાય છે. શુભ અને અશુભ કર્મનો બંધ જીવની શુભ અને અશુભ પ્રવૃત્તિથી થાય છે.

વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક અને ડાક્તર ડો. **એલેકઝાન્ડર કેનન** આ વિષયમાં શું કહે છે તે જોઇશું?

"આ (હીપ્નોસીસદ્વારા પૂર્વ જીવનોની થતી સ્મૃતિઓના) સંશોધનથી સમજાય છે કે ન્યાયનાં પલ્લાંની સમતુલા કેટલી વ્યાપક રીતે જળવાઇ રહી છે. જેમકે કોઈ વ્યક્તિ આ જીવનમાં દુઃખ ભોગવતી દેખાય છે કે જે તેના પૂર્વ જીવનનાં કોઈ અકાર્યનું પરિણામ હોય છે. આઘાત અને પ્રત્યાઘાતનો આ નિયમ પૂર્વના દેશોમાં "કર્મ" તરીકે ઓળખાય છે. ઘણા માણસો એ નથી સમજી શકતા કે એક પછી બીજી આફત અમારા પર કેમ ઊતરી પડે છે? પરંતુ તે માટે પુનર્જન્મનો સિદ્ધાંત વ્યતીત થઈ ચૂકેલાં પૂર્વ જીવનોમાં તેમણે કરેલાં અકાર્યો બતાવી શકે. જ્યારે બીજા એવા પણ જોવામાં આવે કે જેઓ ગમે તેવું અવળું કરતાં દેખાય છતાં તેમને બધું સીધું જ ઊતરે. શું એ પૂર્વજીવનોમાં તેમણે કરેલાં સુકૃત્યોનું ઈનામ ન હોઈ શકે?" 卐

---

*" This study explains the scales of justice in a very broad way showing how a person appears to suffer in this life as a result of something he has done in a past life through this law of action and reaction known in the East as karma.......Many a person cannot see why he suffers one disaster after another in this life, yet reincarnation may

## કર્મ મૂર્ત છે.

**પ્રશ્ન**:—કાર્ય શરીરાદિના આધારે તેના કારણ તરીકે કર્મની કલ્પના કરવામાં આવે છે તો કાર્ય શરીરાદિ મૂર્ત હોવાથી કર્મ પણ મૂર્ત માનવા જોઈએ. કેમકે નિયમ છે કે જ્યાં કાર્ય મૂર્ત હોય છે ત્યાં તેનું કારણ પણ મૂર્ત હોય છે. દા. ત. ઘટ કાર્ય મૂર્ત છે. તો તેના કારણ પરમાણુઓ પણ મૂર્ત છે.

**ઉત્તર**:—આ પ્રશ્ન જૈન સિદ્ધાંતના જ્ઞાન વિના કરવામાં આવેલ છે. જૈન દર્શન કર્મોને મૂર્ત જ માને છે.

**પ્રશ્ન**:—કર્મ જેમ દેહાદિ પ્રત્યે કારણ છે તેમ સુખ દુઃખ વગેરે પ્રત્યે પણ કારણ છે સુખ દુઃખ વગેરે કાર્ય અમૂર્ત છે તો ઉપરોક્ત નિયમના અનુસારે કર્મને અમૂર્ત માનવાની આપત્તિ આવે છે. એક કાર્ય પ્રત્યે મૂર્ત અને એક કાર્ય પ્રત્યે અમૂર્ત માનવા એ અન્યાય છે.

**ઉત્તર**:—અહીં કારણથી નિમિત્ત કારણ નહિ, કિન્તુ ઉપાદાન કારણ સમજવાનું છે. સુખ દુઃખ વગેરેનું ઉપાદાન કારણ આત્મા છે, કર્મ નહિ. કર્મ સુખ દુઃખ વગેરેમાં નિમિત્ત કારણ છે. આત્મા અમૂર્ત છે. અમૂર્ત કાર્યનું કારણ અમૂર્ત અને મૂર્ત કાર્યનું કારણ મૂર્ત એ નિયમ ઉપાદાન કારણની અપેક્ષાએ છે, નિમિત્ત કારણની અપેક્ષાએ નહિ.

## મૂર્ત કર્મનો અમૂર્ત આત્માની સાથે સંબંધ અને અસર

**પ્રશ્ન**:—કર્મ મૂર્ત છે. આત્મા અમૂર્ત છે. મૂર્ત કર્મનો અમૂર્ત આત્માની સાથે સંબંધ શી રીતે થાય ? કારણ કે અનુરૂપ બે વસ્તુઓનો પરસ્પર સંબંધ થાય છે.

**ઉત્તર**:—જેમ (૧) મૂર્ત ઘટનો અમૂર્ત આકાશની સાથે, (૨) મૂર્ત આંગળીનો અમૂર્ત ક્રિયાની સાથે, (૩) આ બાહ્ય દેખાતા શરીરનો અમૂર્ત આત્મા સાથે સંબંધ થાય છે, તેમ મૂર્ત કર્મનો અમૂર્ત આત્માની સાથે સંબંધ થાય છે.

**પ્રશ્ન**.—મૂર્ત કર્મનો આત્માની સાથે સંબંધ માની લઈએ, પણ મૂર્ત કર્મની અમૂર્ત આત્મામાં અસર નહિ થઈ શકે. દા. ત. ચંદન અને અગ્નિની આકાશમાં કોઈ અસર

---

reveal atrocities committed by him in lives gone by. Others no matter what they seem to do "fall on their feet" as it were, and may it not be the reward for services rendered in lives gone by ?"

—"The Power Within" P. 171.

થતી નથી. એટલે કે ચન્દનથી આકાશ શીતલ નથી બની જતું અને અગ્નિથી ઉષ્ણ નથી બની જતું.

ઉત્તર :—સર્વ કોઈને અનુભવ છે કે દહીં મદિરા વગેરેથી જ્ઞાનનો ઉપઘાત તથા બદામ, બ્રાહ્મી વગેરેથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે, સ્મૃતિ ધારણા વગેરે વૃદ્ધિ પામે છે. જેમ અહીં મદિરા બ્રાહ્મી વગેરે મૂર્ત વસ્તુઓની અમૂર્ત જ્ઞાન ઉપર અસર થાય છે તેમ મૂર્ત કર્મની આત્મા ઉપર પણ અસર થાય છે. અથવા અનાદિ કાળથી કર્મો આત્માની સાથે ક્ષીર–નીરવત્ એકમેક મળી ગયેલાં છે. એટલે કર્મના સંબંધથી આત્મા પણ કથંચિત્ મૂર્ત છે.

## કર્મનો સંબંધ અનાદિથી છે.

પ્રશ્ન :—કર્મ અને આત્માનો સંબંધ ક્યારથી થયો ?

ઉત્તર :—કર્મ અને આત્માનો સંબંધ અનાદિકાળથી છે. કારણ કે કર્મના કારણો રાગદ્વેષ વગેરે અનાદિકાળથી છે. રાગદ્વેષ આદિથી કર્મબંધ, પુનઃ એ કર્મોના ઉદયે રાગદ્વેષ વગેરે, એ રાગદ્વેષ આદિથી કર્મબન્ધ, એમ અનાદિકાળથી ઘટમાળ ચાલ્યા કરે છે.

પ્રશ્ન :—આત્માને પ્રથમ કર્મો લાગ્યાં કે પ્રથમ રાગદ્વેષ વગેરે થયાં ?

ઉત્તર :—કર્મ અને રાગદ્વેષ વચ્ચે પરસ્પર કાર્ય–કારણ ભાવ છે. જ્યાં પરસ્પર કાર્ય–કારણભાવ હોય ત્યાં કોણ પહેલું અને કોણ પછી એ પ્રશ્નને અવકાશ જ નથી. દા. ત. બીજ અને અંકુર વચ્ચે પરસ્પર કાર્ય–કારણભાવ છે તો કોણ પ્રથમ અને કોણ પછી એ પ્રશ્ન નથી રહેતો. તે પ્રમાણે કુકડીમાંથી ઇંડું, અને ઇંડામાંથી કુકડી, પુનઃ કુકડીમાંથી ઇંડું, એમ કુકડી અને ઇંડા વચ્ચે પરસ્પર કાર્ય–કારણભાવ છે તો કુકડી પહેલી કે ઇંડું પહેલું એ પ્રશ્ન અસ્થાને છે.

## કર્મબંધના કારણો

આ પ્રમાણે આત્મા સ્વતંત્ર હોવા છતાં તેને કર્મનું બંધન છે એથી સ્વકર્મના અનુસારે સુખદુ:ખાદિ પામે છે એ વિચાર્યું. હવે એને કર્મબન્ધ કયા કયા કારણોથી થાય છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આત્માને કર્મબન્ધ થાય છે તેમાં પણ અવશ્ય કોઈ કારણ હોવું જોઈએ. જો કારણ વિના પણ કર્મબન્ધ થતો હોય તો કર્મમુક્ત જીવોને પણ કર્મબન્ધ થાય. એથી કોઈ પણ જીવ કર્મના બંધનથી નહિ બચે. પણ તેમ છે નહિ. કર્મબન્ધના મુખ્ય કારણો મિથ્યાત્વ, અવિરતિ કષાય અને યોગ એમ ચાર છે. તેલ આદિના સ્નેહવાળા શરીરમાં જેમ પવનથી ઊડતી ધૂળની રજકણો ચોંટે છે તેમ મિથ્યાત્વાદિથી યુક્ત આત્મામાં કર્મના અણુઓ એકમેક બની જાય છે. મિથ્યાત્વ એટલે જીવાદિતત્ત્વો વિષે અશ્રદ્ધા. પોતે કોણ છે ? પોતાનું સ્વરૂપ શું છે ? પોતાનાથી વિરુદ્ધ કઈ વસ્તુ છે ? પોતે સ્વતંત્ર છે કે

સ્વતંત્ર? પોતાને કેનું બંધન છે? એ બંધન શા કારણે છે? એ બંધન કેવી રીતે દૂર થાય? બંધન દૂર થયા પછી પોતાની કેવી અવસ્થા થાય છે? વગેરે જિનોક્ત તત્ત્વોનું જ્ઞાન હોવા છતાં જો એ તત્ત્વો ઉપર શ્રદ્ધા ન હોય તો આત્મા મિથ્યાત્વવાસિત જ રહે છે. અવિરતિ એટલે હિંસાદિપાપોની નિવૃત્તિનો અભાવ. કષાયના ક્રોધ, માન, માયા અને લોભ એ મુખ્ય ચાર ભેદો છે. રાગ અને દ્વેષનો પણ કષાયોમાં જ સમાવેશ થાય છે. યોગના મનોયોગ, વચનયોગ અને કાયયોગ એમ મુખ્ય ત્રણ ભેદો છે. કારણોનો આ ક્રમ તેમના નાશની અપેક્ષાએ છે.

## કર્મબંધ અને તેના ભેદોનું સ્વરૂપ

મિથ્યાત્વાદિ કારણોથી આત્માને કર્મબંધ થાય છે એ વિચાર્યું. હવે કર્મબંધ એટલે શું? કર્મબન્ધ થતી વખતે કેવી પ્રક્રિયા થાય છે અને કર્મબન્ધના કેટલા ભેદો છે તે વિચારવાનું છે. આ જગતમાં મુખ્ય બે દ્રવ્યો છે. એક ચેતન અને અન્ય જડ. આત્મા ચેતન દ્રવ્ય છે. તે સિવાયના સર્વ દ્રવ્યો જડ છે. એથી આત્માને જે કર્મનો સંયોગ છે તે જડનો સંયોગ છે. કર્મબન્ધ એટલે મિથ્યાત્વાદિ કારણોથી કાર્મણવર્ગણાના પુદ્ગલોનો દૂધ-પાણીની જેમ યા લોહ-અગ્નિની જેમ એકાકાર રૂપે આત્માની સાથે સંબંધ. કર્મબંધ દરેક સંસારી જીવને પ્રતિક્ષણ થયા કરે છે. એ કર્મબન્ધના ચાર ભેદ છે. પ્રદેશબંધ, પ્રકૃતિબંધ, સ્થિતિબંધ અને રસબંધ. યદ્યપિ અન્યત્ર પ્રથમ પ્રકૃતિબંધ આવે છે, છતાં, પ્રકૃતિ આદિનો આધાર હોવાથી, તથા પ્રકૃત ગ્રન્થ પ્રદેશબંધવિષયક હોવાથી, અત્રે પ્રદેશબંધનું પ્રથમ ગ્રહણ કર્યું છે.

### પ્રદેશબંધ

કર્મના અણુઓનો આત્માની સાથે ક્ષીરનીવત્ સંબંધ થવો તે પ્રદેશબંધ.

### પ્રકૃતિબંધ

જ્યારે કર્મના અણુઓનો આત્માની સાથે સંબંધ થાય છે ત્યારે અન્ય ત્રણ વસ્તુઓ પણ નક્કી થાય છે. તે આ પ્રમાણે-જે કર્મના અણુઓનો આત્માની સાથે સંબંધ થયો તે કર્માણુઓમાં કયા કયા કર્માણુઓ આત્માના કયા કયા ગુણને દબાવશે? આત્માને કેવી કેવી અસર પહોંચાડશે? એમ તેમની પ્રકૃતિ – સ્વભાવ નિયત થાય છે. આ જે તે તે કર્માણુઓનો સ્વભાવ નિયત થાય છે તેને પ્રકૃતિબંધ કહેવામાં આવે છે. પૂર્વે આપણે વિચારી ગયા કે આત્માના અનંત ગુણો છે, છતાં મુખ્ય ગુણો અનંત જ્ઞાન વગેરે આઠ છે. કર્માણુઓનો આત્માની સાથે સંબંધ થાય છે એટલે કે પ્રદેશબંધ થાય છે ત્યારે બંધાયેલા કર્માણુઓમાંથી અમુક અણુઓમાં જ્ઞાનગુણનો અભિભવ કરવાનો સ્વભાવ નિયત થાય છે. અમુક કર્માણુઓમાં દર્શનગુણને આવરવાનો સ્વભાવ નક્કી થાય છે. અમુક કર્માણુઓમાં આત્માના અવ્યાબાધ સુખને રોકીને બાહ્ય સુખ યા દુઃખ આપવાનો સ્વભાવ નિયત થાય

છે. કેટલાક કર્માણુઓમાં ચારિત્ર ગુણને દબાવવાનો સ્વભાવ નક્કી થાય છે. એ પ્રમાણે અન્ય ગુણો વિશે પણ સમજવું. કર્માણુઓના આ સ્વભાવ ભેદને આશ્રીને પ્રદેશબંધ વખતે આત્મા સાથે બંધાયેલા કર્માણુઓના મૂળ આઠ પ્રકાર પડે છે અને ઉત્તર પ્રકાર ૧૨૦ પડે છે. આથી મૂળ પ્રકૃતિબંધ આઠ પ્રકારે અને ઉત્તર પ્રકૃતિબંધ ૧૨૦ પ્રકારે છે. મૂળ આઠ પ્રકૃતિ આ પ્રમાણે છે-જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય. જે કર્માણુઓ આત્માના જ્ઞાન ગુણને દબાવે છે તે કર્માણુઓને જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે. જે કર્માણુઓ દર્શનગુણનો અભિભવ કરે તે કર્માણુઓને દર્શનાવરણીય કર્મ કહેવામાં આવે છે. જે કર્માણુઓ આત્માના અનંત–અવ્યાબાધ સુખને રોકીને બાહ્ય સુખ યા દુઃખ આપે છે તે કર્માણુઓને વેદનીય કર્મ કહેવામાં આવે છે. આત્માના સ્વભાવ રમણતા રૂપ ચારિત્રને દબાવનાર કર્માણુઓને મોહનીય કર્મ કહેવાય છે. અક્ષયસ્થિતિ ગુણને રોકીને જન્મમરણનો અનુભવ કરાવનાર કર્માણુઓને આયુષ્ય કર્મ, અરૂપિપણાને દબાવીને મનુષ્યાદિપર્યાયોનો અનુભવ કરાવનાર કર્માણુઓને નામ કર્મ, અગુરુલઘુપણાનો અભિભવ કરીને ઉચ્ચકુળ કે નીચકુળનો વ્યવહાર કરાવનાર ગોત્રકર્મ, અને અનંત વીર્ય ગુણને દબાવનાર કર્માણુઓને અંતરાય કર્મ કહેવામાં આવે છે.

## આઠકર્મોની આત્મા ઉપર અસર

આ આઠ કર્મોની આત્માના ગુણો ઉપર અસર થવાથી આત્માની કેવી સ્થિતિ બની છે તે જોઈએ.

આત્મામાં રહેલા જ્ઞાન અને દર્શન ગુણને સમજવા માટે આપણે એ સમજવાની જરૂર છે કે, દરેક વસ્તુ બે પ્રકારે છે. સામાન્ય રૂપે અને વિશેષ રૂપે. વસ્તુનો વિશેષ રૂપે બોધ તે જ્ઞાન અને સામાન્ય રૂપે બોધ તે દર્શન. આનો અર્થ એ થયો કે જ્ઞાન અને દર્શન એ બંને જ્ઞાન સ્વરૂપ–બોધ સ્વરૂપ જ છે. છતાં વસ્તુના વિશેષ બોધને જ્ઞાન કહેવામાં આવે છે અને સામાન્ય બોધને દર્શન કહેવામાં આવે છે. આ જ્ઞાન અને દર્શન ગુણને લઈને આત્મામાં ભૂત ભાવી અને વર્તમાન એ ત્રણે કાળની સમસ્ત વસ્તુઓનો સામાન્ય અને વિશેષ રૂપે બોધ કરવાની શક્તિ છે. છતાં અત્યારે આપણને ભૂત અને ભાવી કાળની વસ્તુઓની વાત દૂર કરીએ, વર્તમાન કાળની વસ્તુઓમાં પણ અમુક જ વસ્તુઓનો સામાન્ય વિશેષ રૂપે બોધ થાય છે, તે પણ ઇંદ્રિયોની સહાયથી. આનું શું કારણ ? આનું કારણ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ છે. આ બંને પ્રકારના કર્મો એ આત્માની જ્ઞાન–દર્શન શક્તિને દબાવી દીધી છે. છતાં એ કર્મો આત્માના જ્ઞાન–દર્શન ગુણને સર્વથા નથી દબાવી શકતા. તેથી જેમ સૂર્યને વાદળાઓનું આવરણ હોવા છતાં વાદળાઓના છિદ્રો દ્વારા થોડો પ્રકાશ પડે છે તેમ આત્મા રૂપી સૂર્ય ઉપર કર્મો રૂપી વાદળોનું આવરણ હોવા છતાં ક્ષયોપશમ રૂપી છિદ્રો દ્વારા કંઈક જ્ઞાનદર્શનગુણ રૂપ પ્રકાશ વ્યક્ત થાય છે.

હવે આત્માના ત્રીજા ગુણુ વિશે વિચારીએ. આત્માનો ત્રીજો ગુણુ અનંત અવ્યાબાધ સુખ છે. આ ગુણુના પ્રતાપે આત્મામાં કોઈ ભૌતિક વસ્તુની અપેક્ષા વિના સ્વાભાવિક સહજ સુખ રહેલું છે. છતાં અત્યારે આપણે દુઃખી થઇએ છીએ. જે યત્કિંચિત્ સુખ પ્રાપ્ત થાય છે તે પણુ ભૌતિક વસ્તુઓ દ્વારા. આમાં વેદનીય કર્મ કારણુ છે.

આત્મામાં ચોથો ગુણુ સ્વભાવરમણુતા રૂપ અનંત ચારિત્ર છે. આત્મામાં કેવળ સ્વભાવમાં–પોતાના જ ભાવમાં રમણુતા કરવાનો ગુણુ છે. છતાં મોહનીય કર્મથી આ ગુણુનો અભિભવ થઈ ગયો છે એટલે આત્મા ભૌતિક વસ્તુ મેળવવી, સાચવવી, તેના ઉપર રાગદ્વેષ કરવા વગેરે પરભાવમાં રમે છે.

આત્માનો પાંચમો ગુણુ અક્ષયસ્થિતિ છે. આ ગુણુના પ્રભાવે આત્માને નથી જન્મ, નથી જરા, કે નથી મરણુ. છતાં આયુષ્ય કર્મના કારણે આત્માને જન્મ મરણુ કરવા પડે છે.

આત્માનો છઠ્ઠો ગુણુ અરૂપિપણું છે. આત્મામાં આ ગુણુ છે એટલે આત્માને નથી રૂપ, નથી રસ, નથી ગંધ અને નથી સ્પર્શ, છતાં અત્યારે આપણે શરીરધારી છીએ એથી કૃષ્ણુ, શ્વેત વગેરે રૂપ, તથા મનુષ્યાદિગતિ, યશ, અપયશ, સુસ્વર, દુઃસ્વર વગેરે જે વિકારો દેખાય છે તે છઠ્ઠા નામ કર્મના કારણે છે.

આત્માનો સાતમો ગુણુ અગુરુલઘુતા છે. આ ગુણુને લઈને આત્મા નથી ઉચ્ચ કે નથી નીચ. છતાં અમુક વ્યક્તિ ઉચ્ચ કુળમાં જન્મેલી છે, અમુક વ્યક્તિ નીચ કુળમાં જન્મેલી છે એ પ્રમાણે જે ઉચ્ચ નીચ કુળનો વ્યવહાર થાય છે તે સાતમા ગોત્ર કર્મના કારણે છે.

આત્માનો આઠમો ગુણુ અનંત વીર્ય છે. આ ગુણુથી આત્મામાં અતુલ અનંત શક્તિ છે. છતાં અત્યારે એ અતુલ સામર્થ્યનો અનુભવ કેમ નથી થતો ? અંતરાય કર્મથી એ શક્તિનો અભિભવ થઈ ગયો છે. આ પ્રમાણે આઠ કર્મોનો અનુક્રમે આત્માના આઠ ગુણોને દબાવીને આત્મામાં વિકૃતિ કરવાનો સ્વભાવ છે.

## સ્થિતિબંધ

ચાર પ્રકારના બંધમાં પ્રદેશબંધ અને પ્રકૃતિબંધની વિચારણા થઈ. હવે સ્થિતિબંધ વિશે થોડી સ્પષ્ટતા કરીએ. જે વખતે પ્રદેશબંધ થાય છે તે વખતે જેમ તે તે કર્માણુઓમાં આત્માના તે તે ગુણોને આવરવા વગેરેનો સ્વભાવ નિયત થાય છે તેમ તે તે કર્માણુઓનો એ સ્વભાવ ક્યાં સુધી રહેશે, અર્થાત્ તે તે કર્મ આત્મામાં કેટલા સમય સુધી અસર કરશે એ પણુ તે જ વખતે નક્કી થઈ જાય છે. આ જે કર્માણુઓમાં આત્માને અસર પહોંચાડવાનો કાળ નક્કી થાય છે તે સ્થિતિબંધ. મૂળ આઠ કર્મોની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ નીચે મુજબ છે.

| કર્મ | જઘન્યસ્થિતિ | ઉત્કૃષ્ટસ્થિતિ |
|---|---|---|
| જ્ઞાના૦ દર્શના૦ | અંતર્મુહૂર્ત | ૩૦ કોડાકોડિ સાગરોપ |
| અંતરાય | ” | ” ” ” |
| વેદનીય | ૧૨ મુહૂર્ત | ૩૦ કોડાકોડિ સાગરોપમમ |
| મોહનીય | અંતર્મુહૂર્ત | ૭૦ કોડાકોડિ સાગરોપમ |
| નામ–ગોત્ર | ૮ મુહૂર્ત | ૨૦ કોડાકોડિ સાગરોપમ |
| આયુષ્ય | ક્ષુલ્લકભવ (૨૫૬ આવલિકા) | ૩૩ સાગરોપમ |

## રસબંધ

હવે ચોથા રસબંધ વિષે વિચારણા કરવાની બાકી રહે છે. તે તે કર્મમાં આત્માના તે તે ગુણોને દબાવવા વગેરેનો સ્વભાવ છે. પણ તે સ્વભાવ દરેક વખતે સમાન નથી હોતો. ન્યૂન–અધિક પણ હોય છે. દા. ત. મદ્યમાં કેફ કરવાનો સ્વભાવ છે. પણ દરેક પ્રકારનું મદ્ય એક સરખા કેફને ઉત્પન્ન નથી કરતું. અમુક પ્રકારનું મદ્ય અતિશય કેફ ઉત્પન્ન કરે છે. અમુક પ્રકારનું મદ્ય તેનાથી ઓછા કેફને કરે છે. અમુક મદ્ય તેનાથી પણ ન્યૂન કેફ કરે છે. તેમ કર્મોના આત્મગુણને દબાવવા વગેરેના સ્વભાવમાં પણ તરતમતા હોય છે.

અર્થાત્ કર્મોના આત્મગુણને દબાવવા વગેરે રૂપ વિપાકમાં–ફળમાં તરતમતા હોય છે. તે તે કર્મ કેટલે અંશે પોતાનો વિપાક–ફળ આપશે એનો નિર્ણય પણ પ્રદેશબંધ વખતે જ થઈ જાય છે. તે તે કર્મ પોતાનો વિપાક–ફળ કેટલે અંશે આપશે તેનો જે નિર્ણય થાય છે તેને રસબંધ કહેવાય છે. દા. ત. જ્ઞાનાવરણીય કર્મ આત્માના જ્ઞાન ગુણને રોકે છે. પણ આપણે જોઇએ છીએ કે દરેક જીવમાં જ્ઞાનગુણનો અભિભવ સમાનપણે નથી. કોઈ વ્યક્તિ અમુક વિષયને સમજવા અતિપ્રયત્ન કરવા છતાં સ્થૂલ સ્થૂલ સમજી શકે છે. જ્યારે અન્ય વ્યક્તિ એજ વિષયને અલ્પ પ્રયત્ને સૂક્ષ્મદૃષ્ટિથી સમજી જાય છે. ત્રીજી વ્યક્તિ એજ વિષયનો વિના પ્રયત્ને અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિથી બોધ કરી લે છે. આ જે બોધમાં તારતમ્ય જોવા મળે છે તે આ રસબંધને આભારી છે. પ્રદેશબંધ વખતે કર્મોમાં રસ ઉત્પન્ન થાય છે અને એ રસની તરતમતાના અનુસરે કર્મના સ્વભાવમાં તરતમતા આવે છે.

## રસના ચાર ભેદો

કર્માણુઓમાં ઉત્પન્ન થતા આ રસની અસંખ્ય તરતમતાઓ છે. છતાં સ્થૂલ દૃષ્ટિએ તેના ચાર ભેદ છે. તે આ પ્રમાણે – એકસ્થાનિકરસ, દ્વિસ્થાનિકરસ, ત્રિસ્થાનિકરસ, તથા ચતુઃસ્થાનિક રસ. તેમાં સામાન્ય મન્દરસને એકસ્થાનિક રસ કહેવામાં આવે છે. આ રસથી આત્માના ગુણોનો અભિભવ અલ્પાંશે થાય છે. એક સ્થાનિકરસથી અધિક તીવ્ર રસને

દ્વિસ્થાનિક રસ કહેવામાં આવે છે. તેનાથી પણ અધિક તીવ્ર રસને ત્રિસ્થાનિક કહેવામાં આવે છે. ત્રિસ્થાનિક રસથી અધિક તીવ્ર રસને ચતુઃસ્થાનિક કહેવામાં આવે છે. આ રસની તરતમતા ૠ લીંબડાના અને શેલડીના રસની તરતમતાથી સમજી શકાય છે. આ રસ સ્વાભાવિક હોય ત્યારે એકસ્થાનિક હોય છે. તેના બે ભાગ કલ્પી એક ભાગ બાળી નાખવામાં આવે તો બચેલો એક ભાગ રસ દ્વિસ્થાનિક બને છે. તેના ત્રણ ભાગ કલ્પી બે ભાગ બાળી નાખવામાં આવે તો બચેલ એક ભાગ રસ ત્રિસ્થાનિક બને છે. તેના ચાર ભાગ કલ્પી ત્રણ ભાગ બાળી નાખવામાં આવે તો બચેલ એક ભાગ રસ ચતુઃસ્થાનિક બને છે. એ પ્રમાણે કર્મના રસ વિશે પણ જાણવું.

## મોદકનું દૃષ્ટાંત

કર્મબંધના પ્રકૃતિબંધ વગેરે ચાર ભેદોને શાસ્ત્રમાં મોદકના દૃષ્ટાંતથી સમજાવવામાં આવ્યા છે. જુદા જુદા પ્રકારના મોદકમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિ–સ્વભાવ હોય છે. જે મોદકો વાતવિનાશક દ્રવ્યો નાખીને બનાવેલ હોય તે મોદકોનો સ્વભાવ વાતને શમાવવાનો હોય છે. જે મોદકો પિત્તનાશક દ્રવ્યો નાખીને બનાવવામાં આવે તે મોદકોનો સ્વભાવ પિત્તને શાન્ત કરવાનો બને છે. કફનાશક દ્રવ્યો નાખીને બનાવેલા મોદકોનો સ્વભાવ કફનો નાશ કરવાનો થાય છે. તેજ પ્રમાણે ભિન્ન ભિન્ન જાતિના મોદકોમાં કોઈ જાતના વિકાર વિના ટકી રહેવાની સ્થિતિ પણ જુદી જુદી હોય છે. અમુક પ્રકારના મોદકો એક જ દિવસ ખાદ્ય તરીકે રહે છે. બીજે દિવસે તેમાં વિકાર આવવાથી અખાદ્ય બની જાય છે. જ્યારે કેટલાક મોદકો અઠવાડિયું, પંદર દિવસ, યાવત્ મહિના સુધી પણ ખાદ્ય તરીકે રહે છે. ભિન્ન ભિન્ન મોદકોમાં મધુરતા કે સ્નિગ્ધતા વગેરે રસ પણ ન્યૂનાધિક હોય છે. જે મોદકોમાં ગળપણ અધિક નાખવામાં આવેલ હોય છે એ મોદકો અધિક મધુર હોય છે. અલ્પ ગળપણ નાખીને બનાવવામાં આવેલ મોદકોમાં મીઠાશ અલ્પ હોય છે. તે જ પ્રમાણે અધિક ઘી નાખીને બનાવેલા મોદકોમાં સ્નિગ્ધતા – ચિકાશ ઘણી હોય છે. અલ્પ

ૠ શેલડીનો રસ જેમ સુખ આપે છે તેમ શુભ કર્મનું ફળ પણ શુભ આવે છે, તથા લીમડાનો રસ જેમ દુઃખ આપે છે તેમ અશુભ કર્મથી પણ અશુભની પ્રાપ્તિ થાય છે. એથી શેલડી અને લીમડો એ બંનેના રસથી કર્મનો રસ સમજાવવામાં આવે છે. શેરડીનો રસ જેમ જેમ વધુ બળે તેમ તેમ અધિક મધુર બને છે. લીમડાનો રસ જેમ જેમ વધુ બળે તેમ તેમ અધિક કડવો બને છે. એજ પ્રમાણે શુભપ્રકૃતિમાં જેમ જેમ વધારે તીવ્ર રસ તેમ તેમ તેનું શુભ ફળ અધિક મળે. અશુભપ્રકૃતિમાં જેમ જેમ વધારે તીવ્રરસ તેમ તેમ તેનું અશુભફળ અધિક અધિક મળે. દા. ત. બે વ્યક્તિઓને અસાતા વેદનીયથી દુઃખ થાય, છતાં એકને દુઃખનો અનુભવ અધિક થાય, જ્યારે અન્યને અલ્પ થાય. આનું કારણ રસની તરતમતા છે.

ધૃતથી બનેલા મોદકોમાં અલ્પ ચીકાશ હોય છે. તથા વધારે મેથી નાખીને બનાવેલા મોદકો અધિક કડવા અને અલ્પ મેથી નાખીને બનાવેલા મોદકો અલ્પ કડવા હોય છે. ભિન્ન ભિન્ન મોદકોમાં કણિયા રૂપ પ્રદેશોનું પ્રમાણ પણ ન્યૂનાધિક હોય છે. કોઈ મોદક ૫૦ ગ્રામનો કોઈ મોદક ૧૦૦ ગ્રામનો તો કોઈ મોદક ૨૦૦ ગ્રામનો એમ ભિન્ન ભિન્ન પ્રમાણવાળા મોદકો હોય છે.

એજ પ્રમાણે પ્રસ્તુતમાં કોઈ કર્મમાં જ્ઞાનને આવરવાનો સ્વભાવ, કોઈ કર્મમાં દર્શનનો અભિભવ કરવાનો સ્વભાવ, એમ ભિન્ન ભિન્ન કર્મનો ભિન્ન ભિન્ન સ્વભાવ છે. કોઈ કર્મની ત્રીશ કોડાકોડિ સાગરોપમની સ્થિતિ, કોઈ કર્મની વીશ કોડાકોડિ સાગરોપમની સ્થિતિ એમ ભિન્ન ભિન્ન કર્મમાં ભિન્ન ભિન્ન સ્થિતિ થાય છે. કોઈ કર્મમાં એક સ્થાનિક રસ, કોઈ કર્મમાં દ્વિસ્થાનિક રસ એમ ભિન્ન ભિન્ન કર્મમાં ભિન્ન ભિન્ન રસ ઉત્પન્ન થાય છે. કોઈ કર્મમાં અલ્પ કર્માણુઓ, કોઈ કર્મમાં તેનાથી વધારે, તો કોઈ કર્મમાં તેનાથી પણ વધારે એમ ભિન્ન ભિન્ન કર્મમાં ન્યૂનાધિક કર્માણુઓ હોય છે.

## ક્યારે કેટલાં કર્મોનો બંધ

દરેક સંસારી જીવને સાત કર્મો દરેક સમયે બંધાયા કરે છે. પણ આયુષ્યનો બંધ તો પોતાના ચાલુ ભવના આયુષ્યના બે ભાગ ગયા બાદ બંધાય છે. આયુષ્ય જ્યારે બંધાય ત્યારે પણ સતત અંત મુંહૂર્ત સુધી જ બંધાય, તેથી વધારે સમય નહિ. આમ દરેક જીવને પ્રતિસમય સાત કર્મોનો અને આયુષ્ય બંધાય તેટલો કાળ આઠ કર્મોનો બંધ થાય છે.

## કર્મનો ઉદય એટલે શું ?

કર્મોનો બંધ થયા પછી જ્યારે તે કર્મો પોતાનું ફળ–વિપાક બતાવે છે ત્યારે તે કર્મનો ઉદય કહેવાય છે. અર્થાત્ ઉદય એટલે કર્મોનો વિપાકકાળ.

### અબાધાકાળ

કર્મો બંધાયા પછી તુરત જ પોતાના વિપાકને નથી બતાવતા. જ્યારે તેમના કાળનો પરિપાક થાય છે ત્યારે જ પોતાનો વિપાક બતાવવા સમર્થ બને છે. દા. ત. સુંઠનો સ્વભાવ પિત્ત કરવાનો છે પણ સુંઠ વાપરી કે તુરત તે સુંઠ પિત્ત કરવા રૂપ પોતાનો વિપાક નથી બતાવી શકતી. જ્યારે તેમાંથી રસાદિ બની પરિણમન થાય છે ત્યારે જ તે પિત્ત કરવા રૂપ પોતાના વિપાકને બતાવે છે. તે જ પ્રમાણે પ્રસ્તુતમાં કર્મો બંધાયા બાદ પોતાના વિપાકને બતાવવા જરૂરી કાળ પસાર થયા પછી જ પોતાનો વિપાક બતાવવા સમર્થ બને છે. કર્માણુઓનો આત્માની સાથે સંબંધ થાય છે ત્યારે જેમ તે કર્માણુઓનો સ્વભાવ સ્થિતિ વગેરે નક્કી થાય છે તેમ તે કર્માણુઓ કેટલા સમય બાદ પોતાનો વિપાક

બતાવશે એટલે કે ઉદયમાં આવશે તેનો પણ નિર્ણય થઈ જાય છે. કયા કર્માણુઓ કેટલા સમય બાદ વિપાક આપશે એમ જે નિયત થાય છે તેમાં જેટલા કાળ સુધી કર્માણુઓ વિપાક ન આપી શકે તે કાળને અબાધાકાળ કહેવામાં આવે છે. આ અબાધા શબ્દમાં બાધા વિપાક ( ઉદય) સ્વરૂપ જાણવી. બાધનો અભાવ તે અબાધા. અબાધાનો કાળ તે અબાધાકાળ. આ અબાધાકાળ માટે નીચે મુજબ નિયમ છે. દરેક કર્મનો જઘન્ય અબાધાકાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે. એટલે કે કર્મો બંધાયા બાદ અંતર્મુહૂર્ત્ત પછી જ પોતાનો વિપાક બતાવી શકે છે. અંતઃકોટાકોટિસાગરોપમ સુધીની સ્થિતિવાળા દલિકોનો પણ અંતર્મુહૂર્ત અબાધાકાળ છે. તથા વિશેષથી જે કર્મની જેટલા કોટાકોટિસાગરોપમ સ્થિતિ બંધાય તેટલા સો વર્ષ અબાધાકાળ. દા. ત. કોઈ એક સમયે જ્ઞાનાવરણીય કર્મનો સ્થિતિબંધ ૩૦ કોડાકોડિ સાગરોપમ પ્રમાણ થયો તો તેનો અબાધાકાળ ૩૦ સો વર્ષ=ત્રણ હજાર વર્ષ થાય. ત્રણ હજાર વર્ષ સુધી એ કર્મ પોતાનો વિપાક ન બતાવી શકે-એટલે કે તે કર્મો ઉદયમાં ન આવી શકે. હવે જો કોઈ એક સમયે જ્ઞાનાવરણીય કર્મનો ૨૦ કોડાકોડિ સાગરોપમ સ્થિતિબંધ થયો તો તેનો અબાધાકાળ બે હજાર વર્ષ પ્રમાણ થાય.

## નિષેકરચના

કર્મો બંધાયા બાદ આત્મામાં તે કેવી રીતે ગોઠવાય છે એ પણ સમજવા જેવું છે. કર્મબંધ વખતે તે કર્માણુઓની આત્મામાં ક્રમશઃ રચના થાય છે. આથી જ્યારે અબાધા કાળ પૂર્ણ થયા બાદ કર્મો ઉદયમાં આવે છે ત્યારે બંધાયેલા બધા કર્મો એકી સાથે ઉદયમાં નથી આવતા. કિન્તુ ક્રમશઃ દલિકો ઉદયમાં આવે છે. તેની રચના આ પ્રમાણે – એક સમયે બંધાયેલા કર્મોમાંથી જે દલિકો અબાધાકાળ પછી પ્રથમ સમયે ઉદયમાં આવવાના હોય તેમની રચના સર્વ પ્રથમ થાય છે. ત્યાર બાદ દ્વિતીય સમયે ઉદયમાં આવનાર કર્મદલિકોની રચના, ત્યારબાદ તૃતીય સમયે ઉદયમાં આવનાર દલિકોની રચના, એમ જે કર્મો જેવી રીતે ઉદયમાં આવવાના હોય તેવી રીતે ઉત્તરોત્તર સમય સમયની અધિક સ્થિતિવાળા દલિકોની રચના થાય છે. ક્રમશઃ ઉદયમાં આવવા માટેની આ ક્રમશઃ દલિકોની રચનાને નિષેકરચના કહેવામાં આવે છે. જેટલા કાળ સુધી કર્મો ઉદયમાં ન આવવાના હોય તેટલા કાળમાં કર્મદલિકોની રચના નથી થતી, તેટલો કાળ દલિકોની રચના વિના ખાલી રહે છે. દા ત. કોઈ એક સમયે અમુક કર્મનો એક કોડાકોડિ સાગરોપમપ્રમાણ સ્થિતિબંધ થયો તો અબાધા કાળ સો વર્ષ. આથી તેટલા કાળ સુધીમાં કર્મદલિકોની રચના નથી થતી. બાદ સો વર્ષ અને એક સમયે ઉદયમાં આવનાર કર્મદલિકોની રચના થાય છે. બાદ સો વર્ષ અને બે સમયે ઉદયમાં આવનાર કર્મદલિકોની રચના થાય છે. બાદ સો વર્ષ અને ત્રણ સમયે ઉદયમાં આવનાર કર્મદલિકોની રચના થાય છે. એમ યાવત્ અંતે એક કોડાકોડિ સાગરોપમકાળે ઉદયમાં આવનાર કર્મદલિકોની રચના થાય છે. આથી એ સિદ્ધ થયું કે બંધસમયે જેટલા કર્મદલિકો બંધાયા હતા તે સર્વે એકીસાથે ઉદયમાં નથી આવતા, કિન્તુ

ક્રમશઃ ઉદયમાં આવે છે. તથા દરેક કર્મદલિકોની સ્થિતિ એક કોડાકોડિ સાગરોપમ વગેરે સ્થિતિબંધ કાળ જેટલી નથી હોતી, કિન્તુ ચરમનિષેકમાં રહેલા દલિકોની હોય છે. છતાં એક સાથે બંધાયેલા કર્મદલિકોને આશ્રીને જે સ્થિતિબંધ કાળ કહેવામાં આવે છે તે એ વખતે બંધાયેલા કર્મદલિકોમાં જે વધારેમાં વધારે કાળ રહેવાના હોય એ કર્મદલિકોને આશ્રીને કહેવામાં આવે છે.

## કર્મોદયમાં નિમિત્તો

હવે કર્મો ક્યા ક્યા નિમિત્તોથી કેવી રીતે ઉદયમાં આવે છે તે જોઈએ. કર્મોનો ઉદય–વિપાકોદય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવ એ પાંચ નિમિત્તોને આશ્રયીને થાય છે. તે તે કર્મોદયને યોગ્ય તે તે નિમિત્તો મળતાં તે તે કર્મનો ઉદય થાય છે. દા. ત. રોગ આવતાં અસાતાનો ઉદય થયો, પણ ઔષધિના સેવનથી રોગ દૂર થયો અને સાતાનો ઉદય થયો. અહીં અસાતાવેદનીય કર્મનો ઉદય અટકીને સાતાવેદનીય કર્મનો ઉદય થયો તે ઔષધિરૂપ દ્રવ્યને આશ્રયીને થયો. યદ્યપિ તેને સાતાવેદનીય કર્મ ઉદયમાં આવવાનું જ હતું, પણ ઔષધ તેમાં નિમિત્ત બન્યું. એથી જ સાતાને યોગ્ય દ્રવ્યાદિ કારણો હાજર હોવા છતાં સાતાવેદનીય કર્મનો ઉદય ન થવાનો હોય તો નથી થતો. તે વખતે દ્રવ્યાદિ કારણો નિષ્ફળ જાય છે. આપણને ક્યાં અનુભવ થતો નથી કે ઘણો સારામાં સારો ડૉક્ટર હોય, નિદાન પણ બરોબર કર્યું હોય, દવાઓ પણ રોગાનુસાર આપી હોય, દર્દી પથ્યનું બરોબર પાલન કરતો હોય વગેરે સાતામાં જે નિમિત્તો જોઈએ તે હાજર હોવા છતાં રોગ દૂર નથી થતો. કારણ ? અસાતાવેદનીય કર્મનો ઉદય ચાલુ છે. અસાતાવેદનીય કર્મનો ઉદય હોય ત્યાં સુધી સાતાવેદનીય કર્મનો ઉદય ન થઈ શકે એથી સાતાયોગ્ય ગમે તેટલા દ્રવ્યાદિ કારણો હાજર હોવા છતાં નિષ્ફળ બને છે. ઉનાળાની ઋતુ ગરમ હોવા છતાં આબૂ વગેરે સ્થળે જવાથી ગરમી નથી લાગતી, એથી જીવને સુખનો અનુભવ થાય છે. અહીં જે સાતાવેદનીયનો ઉદય થયો તે ક્ષેત્રને આશ્રયીને. શિયાળામાં જ ઠંડી લાગે છે અને એથી અનેક તકલીફો ઊભી થાય છે. અહીં કાળના કારણે અસાતાનો ઉદય થયો. જીવ નરકગતિમાં રહે છે ત્યાં સુધી અનેક વેદનાઓ ભોગવવી પડે છે. દેવલોકમાં રહે ત્યાં સુધી અત્યંત સાતાનો અનુભવ થાય છે. અહીં નરકમાં અસાતાવેદનીયનો ઉદય તથા દેવલોકમાં સાતાવેદનીયનો ઉદય ભવનિમિત્ત છે. ક્રોધ–અવસ્થામાં ભોજન કરવાથી પાચન ન થયું અને અજીર્ણનો વ્યાધિ થયો તો અહીં અસાતા વેદનીયના ઉદયમાં ક્રોધરૂપ અશુભ ભાવ કારણ છે. અહીં એ ન ભૂલવું જોઈએ કે જે વખતે દ્રવ્યાદિ નિમિત્તથી કર્મો ઉદયમાં આવે છે તે વખતે અન્ય ક્ષેત્રાદિ કારણો નથી હોતા એમ નહિ, પણ ગૌણ હોય છે.

## આત્મા કર્મબંધનથી શી રીતે મુક્ત થઈ શકે ?

અહીં સુધી આપણે વિચારી ગયા કે આત્મા છે, આત્મા સ્વતંત્ર હોવા છતાં મિથ્યાત્વાદિ

કારણોથી કર્મબંધ થવાથી કર્મરૂપી બંધનથી બદ્ધ છે. હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આત્મા કર્મના બંધનથી શી રીતે મુક્ત થઈ શકે ? આ પ્રશ્નનું સમાધાન એ છે કે આત્મા જે કારણોથી બંધાયો છે તે કારણોને પુરુષાર્થથી દૂર કરે તો અવશ્ય મુક્ત બને છે. પૂર્વે કર્મબંધના જે મિથ્યાત્વાદિ ચાર કારણો બતાવ્યા છે તેમાં પ્રથમના ત્રણ કારણો મોહનીય કર્મના ઉદય રૂપ છે. મોહનીય એ રાગદ્વેષની પરિણતિ સ્વરૂપ છે. તે જ આ જીવને સંસારમાં પરિભ્રમણ કરાવે છે. એટલે જેમ જેમ રાગદ્વેષની પરિણતિનો હ્રાસ થતો જાય છે તેમ તેમ આત્મા કર્મોથી મુક્ત બનતો જાય છે. રાગદ્વેષનો સર્વથા નાશ થયા પછી ટુંક સમયમાં જ આત્મામાં રહેલાં સર્વ કર્મોનો અવશ્ય નાશ થાય છે. આથી આત્મા પોતાના મૂળ સ્વરૂપને પામે છે. આથી જ વાસ્તવિક તો રાગદ્વેષથી યુક્ત મન એ જ સંસાર છે અને રાગદ્વેષ રહિત મન એ જ મોક્ષ છે. ● મિથ્યાત્વાદિ કારણો પણ રાગદ્વેષની પરિણતિ ઉપર આધાર રાખે છે. મિથ્યાત્વાદિ કારણો દૂર કરવા રાગદ્વેષની પરિણતિનો હ્રાસ કરવો જ પડશે. જ્યારે ગાઢ રાગદ્વેષની પરિણતિનો હ્રાસ થાય છે ત્યારે મિથ્યાત્વ દૂર થાય છે. પુનઃ રાગદ્વેષની પરિણતિનો હ્રાસ થાય છે ત્યારે અવિરતિનો સંપૂર્ણ રીતે નાશ થાય છે. જ્યારે સર્વથા રાગદ્વેષનો નાશ થાય છે. ત્યારે કષાયોનો સર્વથા નાશ થાય છે. રાગદ્વેષનો નાશ થયા પછી કેવળ યોગનિમિત્તક કર્મબંધ થાય છે. પણ તે યોગથી જે કર્મો બંધાય છે તે રસ અને સ્થિતિથી રહિત હોય છે. એથી બંધાયા પછી એક સમય બાદ આત્માથી વિખૂટા પડી જાય છે. આથી વીતરાગદેવ કથિત અનુષ્ઠાનો દ્વારા રાગદ્વેષની પરિણતિનો નાશ થાય તે માટે પુરુષાર્થ કરવાથી આત્મા અવશ્ય કર્મના બંધનથી મુક્ત બને છે. બાદ તેને કદી કર્મનો બંધ નહિ. તે સદા માટે અજર અમર બની જાય છે. રાગદ્વેષનો નાશ સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્ર દ્વારા જ થાય છે. આથી જ મોક્ષના માર્ગ તરીકે આ ત્રણને જ ગણવામાં આવ્યા છે. કારણ કે સમ્યગ્ દર્શનાદિથી કર્મબંધના કારણ મિથ્યાત્વાદિનો નાશ થાય છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ અવશ્ય થાય છે. આથી આ બંને સાથે જ રહે છે. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનથી મિથ્યાત્વનો નાશ થાય છે. સમ્યગ્ચારિત્રથી અવિરતિ અને કષાયોનો નાશ થાય છે. કષાયો (રાગ–દ્વેષ)નો નાશ થયા બાદ કેવળ યોગનિમિત્તક જ કર્મ બંધ થાય છે. પણ ઉપર કહ્યા મુજબ તે કર્મોની આત્મા ઉપર અસર થતી નથી. આ પ્રમાણે સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર દ્વારા આત્મા કર્મબંધનથી મુક્ત બને છે.

પ્રશ્ન :— જે બે વસ્તુનો અનાદિસંયોગ હોય છે તે બેનો વિયોગ થઈ શકતો નથી. કારણ કે અનાદિસંબંધનો અંત આવતો નથી. દા. ત. જીવ અને આકાશનો સંયોગ અનાદિથી છે તો તે બેનો કદી વિયોગ થતો નથી. તેમ આત્મા અને કર્મનો સંયોગ અનાદિથી છે આથી તે બેનો વિયોગ કેમ થાય ?

● અધ્યાત્મસાર આત્મનિશ્ચયાધિકાર શ્લોક ૮૩.

ઉત્તર:– અનાદિસંબંધનો અંત ન જ આવે એવો નિયમ નથી. દા. ત. બીજ અને અંકુરનો કાર્ય–કારણ રૂપ સંબંધ અનાદિ છે, છતાં તેનો અંત આવે છે. અંકુરમાંથી બીજ અને બીજમાંથી અંકુર એમ અનાદિ કાળથી ચાલે છે. પણ જ્યારે બીજ અંકુરને ઉત્પન્ન કર્યા વિના કે અંકુર બીજને ઉત્પન્ન કર્યા વિના નાશ પામે છે ત્યારે તે બીજ અને અંકુરનો કાર્ય–કારણ ભાવ રૂપ સંબંધ નાશ પામે છે. તથા સુવર્ણ અને માટી બંને અનાદિ કાળથી મિશ્રિત હોય છે છતાં જ્યારે પ્રયોગ દ્વારા સુવર્ણને શુદ્ધ કરવામાં આવે છે ત્યારે માટી અને સુવર્ણ અલગ થઇ જાય છે.

પ્રશ્ન :— અનાદિ સંબંધનો પણ નાશ થતો હોય તો આત્માના જ્ઞાનાદિ ધર્મોનો પણ નાશ નહિ થાય ?

ઉત્તર : —ધર્મ બે પ્રકારના હોય છે. (૧) સહભાવી અને (૨) ઉપાધિજન્ય. તેમાં સહભાવી ધર્મોનો કદી નાશ નથી થતો. ઉપાધિજન્ય ધર્મોનો નાશ થાય છે. દા. ત. સૂર્યમાં પ્રકાશ ધર્મ સહભાવી છે. આથી એનો કદી નાશ થતો નથી. ક્યારેક વાદળથી તેના ઉપર આવરણ આવે છે એટલું જ, પણ તેનો સર્વથા નાશ નથી થતો. આવરણ પણ પ્રકાશને સર્વથા રોકતું નથી. ગમે તેટલા ઘન વાદળો હોય તો પણ યત્કિંચિત્ પ્રકાશ રહે જ છે. તે જ પ્રમાણે જ્ઞાનાદિ આત્માના સહભાવી ધર્મો છે. તેથી સર્વથા નાશ ન થઈ શકે. તથા જેમ સૂર્ય ઉપર વાદળનું આવરણ આવે છે ત્યારે સૂર્યનો પ્રકાશ અતિ અલ્પ પ્રગટ થાય છે તેમ જ્ઞાનાદિ ગુણયુક્ત સૂર્યસમાન આત્મા ઉપર જ્યારે કર્મરૂપી વાદળનું આવરણ હોય છે ત્યારે જ્ઞાનાદિધર્મો અત્યલ્પ પ્રગટ થાય છે. પણ જ્યારે આત્મા ઉપરથી કર્મ રૂપ વાદળનું આવરણ સર્વથા ખસી જાય છે ત્યારે આત્મા સૂર્યની જેમ સંપૂર્ણ પ્રકાશમય દેખાય છે. પછી તેને કોઈ વસ્તુ ન દેખાય એવું ન બને, જગતની દરેક વસ્તુને તે સંપૂર્ણપણે જાણી શકે છે.

હવે ઉપાધિજન્ય ધર્મ વિશે વિચાર કરીએ. સ્ફટિક સફેદ હોવા છતાં તેની બાજુમાં જપા કુસુમ (જાસુદ) મૂકવામાં આવે તો તે લાલ દેખાય છે. અહીં સ્ફટિકમાં આવેલ લાલિમાધર્મ ઉપાધિજન્ય છે. કારણ કે કુસુમરૂપ ઉપાધિથી ઉત્પન્ન થયો છે. તે પ્રમાણે આત્મામાં રહેલ રાગદ્વેષાદિ ધર્મો ઉપાધિજન્ય છે. કર્મ એ ઉપાધિ છે. જ્યારે કર્મ રૂપ ઉપાધિ નાશ પામે છે ત્યારે રાગદ્વેષાદિ ધર્મોનો પણ નાશ થાય છે.

આ પ્રમાણે કર્મોનો, રાગદ્વેષાદિનો, અને જ્ઞાનાદિનો આત્માની સાથે સંબંધ અનાદિથી હોવા છતાં કર્મોનો અને રાગદ્વેષાદિનો નાશ થાય છે, પણ જ્ઞાનાદિ ગુણોનો નાશ નથી થતો. કારણ કે રાગદ્વેષાદિ ધર્મો ઉપાધિજન્ય છે જ્યારે જ્ઞાનાદિ ધર્મો સહભાવી છે.

પ્રશ્ન : –– જગતમાં દેખાય છે કે ઉત્પદ્યમાન પદાર્થો અવશ્ય નાશ પામે છે. જેમ કે ઘટ, મકાન વગેરે પદાર્થો ઉત્પન્ન થાય છે તો તે પદાર્થો કાલાંતરે અવશ્ય નાશ પામે છે.

તેમ મોક્ષ પણ ઉત્પન્ન થાય છે એટલે ક્યારેક તેનો પણ નાશ થશે અને એથી આત્મા પુન સંસારમાં પરિભ્રમણ કરશે.

ઉત્તર: -- મોક્ષ એટલે શું ? મોક્ષ એટલે આત્માની સાથે રહેલા કર્મ પુદ્ગલોનો સર્વથા ક્ષય. એટલે આત્માથી કર્મ જુદા થાય તેમાં આત્માને શું ? કે જેથી તેનો મોક્ષ ઉત્પન્ન થયો એમ માનીને મોક્ષ અનિત્ય બને. જેમ ઘટનો નાશ થયો તો આકાશમાં શી વિશેષતા આવી ? કોઈ જ નહિ. ઘટ હતો ત્યારે ઘટમાં રહેલ આકાશ ઘટાકાશ કહેવાતું હતું. ઘટનો નાશ થયો ત્યારે એ ઘટવિનાશ કેવળ આકાશ રૂપ બની ગયો. આથી ઘટવિનાશ એ આકાશથી ભિન્ન નથી. એ પ્રમાણે આત્મા કર્મયુક્ત હતો તે કર્મરહિત બન્યો. આથી મોક્ષના નાશનો પ્રસંગ નથી આવતો.

હવે બીજી વાત. કારણ વિના કાર્ય ન થાય. શું બીજ વિના પણ અંકુર ઉત્પન્ન થાય ? નહિ જ. મોક્ષ થતાં સંસારના કારણ કર્મોનો સર્વથા નાશ થાય છે આથી પુનઃ સંસારની પ્રાપ્તિ થતી નથી. આ વિશે પ્રમાણ જોઇએ છે ? જૂઓ આ રહી ચૌદપૂર્વધર શ્રી ઉમાસ્વાતિમહારાજ વિરચિત તત્ત્વાર્થગત ભાષ્યગાથા—

**दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नाङ्कुरः। कर्मबीजे तथा दग्धे नारोहति भवाङ्कुरः।**

જેમ બીજ અત્યંત બળી જતાં તેમાંથી અંકુરની ઉત્પત્તિ થતી નથી, તેમ કર્મ રૂપ બીજ અત્યંત બળી જતાં સંસાર રૂપ અંકુરની ઉત્પત્તિ થતી નથી.

## સંસારનું સુખ દુઃખસ્વરૂપ જ છે.

પ્રશ્ન: – અહીં સુધી એ સિદ્ધ થયું કે જીવનો સર્વ કર્મના વિયોગ રૂપ મોક્ષ થાય છે, અને તે સદા રહે છે, તેનો કદી નાશ નથી થતો. પણ મોક્ષમાં અન્ન-પાન, રેડિયો, સ્ત્રી, મોટર, બંગલો વગેરે સુખના સાધનો ન હોવાથી સુખ કેવી રીતે ?

ઉત્તર: – અહીંજ તમે ભૂલો છો અન્ન-પાન, સ્ત્રી આદિ સુખના સાધનો છે જ નહિ. કારણ કે સુખ તે છે કે, જે સદા રહે, જેનો અનુભવ કરવામાં જરાય ભય ન હોય, જે ઈચ્છા કર્યા વિના પ્રાપ્ત થાય, જેને માટે બાહ્ય કોઇ સાધનની જરૂર ન પડે. આવું સુખ આત્મામાં રહેલું છે. આથી મોક્ષમાં તે સુખનો અનુભવ થાય છે. બાહ્ય સાધનોથી પ્રાપ્ત થતું સુખ આનાથી વિપરીત છે. બાહ્ય સાધનોથી પ્રાપ્ત થતું સુખ કૃત્રિમ-સાંયોગિક છે. આથી જ બાહ્ય સાધનો કેટલોક વખત સુખ તો નથી આપતા, બલ્કે દુઃખનો અનુભવ કરાવે છે. જેમકે—

એક કન્યાએ પોતાના પિતાની પાસે સુંદરમાં સુંદર સાડી મંગાવી. પિતાએ તેને લાવી આપી. આથી સાડી જોઇ તે ખૂબ ખુશ થઈ ગઇ. સાડીના દર્શનમાત્રથી એને અત્યંત સુખનો અનુભવ થયો. બાદ તેણે એ સાડી પોતાની સખીને બતાવી. સખીએ તે

સાડી જોઈ અને સાથે સાથે પોતાની એક નવીન સુંદર સાડી તેને બતાવી. તેણીએ સખીની સાડીનું નિરીક્ષણ કર્યું તો તેને જાત, ભાત, રંગ વગેરે અનેક દૃષ્ટિએ સખીની સાડી પોતાની સાડીની અપેક્ષાએ કઈ ગણી સુંદર હતી. આથી તેના હૃદય ગગન ઉપર નિરાશાના દુઃખના વાદળોએ આક્રમણ કર્યું. હવે તેની દૃષ્ટિમાં પોતાની સાડી સામાન્ય ભાસવા લાગી. વાંચકો ! હવે એ સાડી તેના હૃદયને આનંદ આપશે ? જ્યારે જ્યારે એ પહેરશે અને પોતાની સખીની સાડીનું સ્મરણ થશે ત્યારે શું તેને દુઃખ ઉત્પન્ન નહિ થાય ? ક્ષણ પહેલાં જે વસ્તુ અત્યંત આનંદ આપતી હતી, એથી પોતાને કોઈ અપૂર્વ વસ્તુ પ્રાપ્ત થઈ છે એવું લાગતું હતું, તે જ વસ્તુ ક્ષણ બાદ અત્યંત નિરાશા ઉત્પન્ન કરે છે. આની પાછળ શું કારણ છે ? જો બાહ્ય પદાર્થોમાં સ્વાભાવિક સુખ હોય તો આમ બને ? ન બને. આથી બાહ્ય પદાર્થોમાં સુખ છે જ નહિ.

પ્રશ્ન:- જો બાહ્ય-ભૌતિક વસ્તુઓમાં સુખ નથી તો તે તે વસ્તુના ભોગ-ઉપભોગથી સુખનો-આનંદનો અનુભવ કેમ થાય છે ?

ઉત્તર :- મોહવશ જીવોને વિષયોપભોગની ઉત્સુકતા જાગે છે, એથી જ્યાં સુધી વિષયોપભોગ નથી થતો ત્યાં સુધી મનમાં અરતિ રહ્યા કરે છે, જ્યારે વિષયોપભોગ થાય છે ત્યારે વિષયોપભોગની ઉત્સુકતાના કારણે જાગેલી અરતિનો થોડા ટાઈમ માટે અભાવ થાય છે. આમ શબ્દાદિ સાધનો સુખ નથી આપતા, કિંતુ જાગેલી અરતિનો માત્ર પ્રતિકાર કરે છે. એથી જીવોને અરતિ રૂપ દુઃખનો અભાવ થાય છે. આ દુઃખાભાવમાં સુખનો ઉપચાર કરવામાં આવે છે. દા. ત. ખૂજલીવાળા મનુષ્યને ચળ આવે છે, એથી શરીરને ખણવાની ઈચ્છા થાય છે. જો એ પોતાના શરીરને ખણે નહિ તો તેના મનમાં અરતિ-ઉદ્વેગ ઉત્પન્ન થાય છે. આથી તે શરીરને ખણીને અરતિનો પ્રતીકાર કરે છે. છતાં તે કહે છે કે શરીરને ખણવાથી મને સુખનો અનુભવ થાય છે. તમે જ કહો કે એક નિરોગી માણસ શરીરને ખંજવાળતો નથી, જ્યારે ખૂજલીવાળો માણસ પોતાના શરીરને ખંજવાળે છે તો આ બેમાં કોણ સુખી ? જો ખંજવાળવાથી વાસ્તવિક સુખ ઉત્પન્ન થતું હોય તો જે નથી ખંજવાળતો તે દુઃખી હોવો જોઈએ. પણ તેમ છે નહિ. એટલે કહેવું જ પડશે કે ખુજલીવાળાને ખંજવાળથી ઉત્પન્ન થતું સુખ વાસ્તવિક સુખ નથી, કિન્તુ અરતિનો પ્રતીકાર હોઈ દુઃખાભાવમાં સુખનો ઉપચાર થવાથી ઔપચારિક સુખ છે.

તેજ પ્રમાણે એક અશક્ત-નબળો માણસ પુષ્ટિ લાવવા ચ્યવનપ્રાશાવલેહ કેશરીયાં દૂધ આદિ વાપરીને સુખ મેળવે છે. જ્યારે એક માણસ અત્યંત નિરોગી હોવાથી કુદરતી જ હૃષ્ટ-પુષ્ટ છે, તેથી ચાલુ ખોરાક વાપરે છે. આ બેમાં કોણ સુખી ? અહીં નબળા માણસને નવું સુખ મળે છે કે દુઃખ દૂર થાય છે ? અહીં નબળાઈનું ઉપાધિજન્ય દુઃખ દૂર

× પ્રશમરતિશ્લોક-૧૨૨. હારિભદ્રાષ્ટક ૩૨, શ્લોક-૭. અધ્યાત્મસાર ભવ. શ્લોક-૨૬.

થાય છે એમાં કયો વિદ્વાન ના કહી શકે ? એ જ પ્રમાણે વૈષયિક સુખના શબ્દાદિ સાધનોથી વિષયોપભોગની ઉત્સુકતા રૂપ ઉપાધિથી જન્ય અરતિ રૂપ દુઃખ દૂર થાય છે તેથી તેમાં સુખનો ઉપચાર કરવામાં આવે છે. આથી શબ્દાદિથી ઉત્પન્ન થતું સુખ એ ઔપચારિક સુખ છે, વાસ્તવિક તો એ દુઃખ રૂપ જ છે. આથી જ પૂજ્ય મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ અધ્યાત્મસાર ગ્રંથમાં કહે છે કે—

**सर्वं पुण्यफलं दुःखं कर्मोदयकृतत्वतः ।**
**तत्र दुःखप्रतीकारे विमूढानां सुखत्वधीः ॥** આત્મ. શ્લોક-૬૩

સુખથી પ્રાપ્ત થતું સર્વપ્રકારનું સુખ કર્મોદય જનિત હોવાથી પરમાર્થથી દુઃખ જ છે. તે સુખ દુઃખના પ્રતીકાર રૂપ હોવા છતાં મૂઢ જીવો તેને સુખ રૂપ માને છે.

પુણ્યથી પ્રાપ્ત થતું સુખ એ પરમાર્થથી દુઃખ રૂપ કેમ છે એ વિશે પૂજ્ય મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ શું કહે છે તે જોઈએ.

**परिणामाच्च तापाच्च संस्काराच्च बुधैर्मतम् ।** ✱
**गुणवृत्तिविरोधाच्च दुःखं पुण्यभवं सुखम् ॥** અધ્યાત્મ. આત્મ૦ શ્લોક ૬૬

પુણ્યથી પ્રાપ્ત થતું સુખ પણ પરિણામ, તાપ, સંસ્કાર અને ગુણવૃત્તિવિરોધ એ ચાર હેતુઓથી દુ ખ રૂપ જ છે

**પરિણામથી દુઃખ**–અતિથિના ભોજન માટે પુષ્ટ થતા બકરાની શી દશા થાય છે એ જાણો છો ? એ બકરાને પુષ્ટિકારક ખોરાક આપીને એવો તો હૃષ્ટપુષ્ટ બનાવવામાં આવે છે કે એને જોઈને અન્ય પશુઓને ઇર્ષ્યા થાય છે. પણ અતિથિ આવતા તેની કરુણ દશા થાય છે. તેના સંપૂર્ણ શરીરના ટુકડે ટુકડા કરીને તેના માંસમાંથી અતિથિ માટે ભોજન તૈયાર થાય છે. પુષ્ટિકારક ખોરાકના ભોજનથી મળેલા ક્ષણિક સુખનું પરિણામ કેવું ભયંકર ? કસાઈને ત્યાં પુષ્ટ થતા પાડાની પરિણામે થતી કરુણ સ્થિતિને કોણ નથી જાણતું ?

શરીરના ખરાબ લોહીનું પાન કરીને પુષ્ટ બનેલ જળોની કેવી કરુણ દશા ? શરીરનું લોહી પીને પુષ્ટ બનેલ જળોને જ્યારે નીચોવવામાં આવે છે ત્યારે કેટલું દુઃખ ? દર્દીના શરીરમાં અશુદ્ધ લોહીને કાઢવા વૈદ્યો જળોનો ઉપયોગ કરે છે. શરીર પર જળો મૂકવાથી તે શરીરના અશુદ્ધ લોહીનું પાન કરીને પુષ્ટ બને છે. પણ જ્યારે તેના શરીરમાંથી લોહી કાઢી નાખવા તેને નિચોવવામાં આવે છે ત્યારે તેની દુઃખમય સ્થિતિ જોઈને સહૃદય કયા વિદ્વાનનું હૃદય કરુણાથી નથી છલકાઈ જતું ?

બસ એજ પ્રમાણે જીવ ક્ષણિક વિષય સુખના આહ્લાદથી પરિણામે અનંત દુઃખના

---

✱ **परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः**
(પાતંજલ યોગદર્શન પાદ ૨ સૂત્ર ૧૫)

ક્ષણિકમાં ડુબી જાય છે. આથી ક્ષણિક વિષય સુખના આનંદથી પરિણામે દુઃખ જ મળે છે. કારણ કે—

(૧) જેમ જેમ ભૌતિક સુખના સાધનોનો ભોગ-ઉપભોગ થાય છે તેમ તેમ તૃષ્ણા વધતી જાય છે. વધતી તૃષ્ણાને સંતોષવા પુણ્યના અભાવે સુખના સાધનો ન મળવાથી દુઃખ વધતું જ જાય છે.

(૨) ભોગ-ઉપભોગ કાળે રાગ થવાથી અશુભ કર્મોનો બંધ થાય છે. એ અશુભ કર્મોના ઉદય કાળે અત્યંત દુઃખનો અનુભવ થાય છે.

(૩) ભોગ્ય વસ્તુને મેળવવા હિંસા આદિ પાપના કાર્યો કરવા પડે છે. એ પાપના કાર્યોથી અશુભ કર્મોનો બંધ એ કર્મોના વિપાક કાળે દુઃખ.

(૪) લોભથી વધારે ભોગ કરવાથી વ્યાધિ, અપકીર્તિ આદિનું દુઃખ.

(૫) ભોગમય જીવન બની જવાથી પરલોકની સાધના ન થઇ શકે એથી પરલોકમાં દુઃખ.

**તાપથી દુઃખ**—વિષય સુખનો અનુભવ તો તેના સાધનો મળે ત્યારે થાય, પણ તે પહેલાં જ એ વિષય સુખની ઝંખનાથી અને વિષય સુખના સાધનો મેળવવામાં ઉત્પન્ન થતી અરતિ-સંતાપનું દુઃખ કેટલું ? વિષય સુખના સાધનો મેળવવામાં માનસિક અને શારીરિક તાપનો કોઇ પાર નથી હોતો. વિષય સુખનો અનુભવ કર્યા પછી પણ તૃષ્ણા ઊભી જ રહે છે. એથી ભૌતિક સાધનોનો વિયોગ ન થાય તેની ચિંતાનો તાપ-સંતાપ શું ઓછો હોય છે ? આ પ્રમાણે વિષય સુખ પામ્યા પહેલાં અને પછી પણ તાપ-દુઃખ રહ્યા જ કરે છે. અરે ! વિષય સુખના અનુભવ વખતે પણ તાપ ચાલુ જ હોય છે. કારણ કે—

(૧) ભોગ-ઉપભોગ કાળે ઇષ્ટ સુખના વિરોધી પ્રત્યે દ્વેષભાવ હોવાથી મનમાં દ્વેષનો તાપ રહ્યા કરે છે.

(૨) ભોગ-ઉપભોગ કાળે તે સાધનોના વિયોગની ચિંતા તથા રોગાદિકના ભયનો તાપ.

(૩) ગમે તેટલું વિષય સુખ પ્રાપ્ત થવા છતાં ઇન્દ્રિયોને તૃપ્તિ નહિ થવાથી વિષયોને મેળવવા ઇન્દ્રિયો સદા ઉત્સુક રહે છે. એથી તપેલા લોઢાના ગોળાની જેમ ઇન્દ્રિયો સદા તપ્ત જ રહે છે. અત્યંત તપેલા લોઢાના ગોળા ઉપર જેમ જેમ પાણીના ટીપા નાખતાં જઈએ તેમ તેમ પાણીના ટીપા ચૂસાતા જાય છે, અને લોઢાનો ગોળો તપેલો જ રહે છે. એ પ્રમાણે ઇન્દ્રિયો ગમે તેટલું વિષય સુખ પ્રાપ્ત થવા છતાં અતૃપ્ત જ રહે છે.

**સંસ્કારથી દુઃખ**— સંસ્કારના કારણે પણ વિષયસુખ દુઃખ સ્વરૂપ જ છે. કારણ કે વિષયસુખોનો અનુભવ કરવા છતાં દુઃખના સંસ્કારોની નિવૃત્તિ નથી થતી, બલ્કે તેની વૃદ્ધિ

થાય છે. મજૂર થાક લાગવાથી એક ખભા ઉપર રહેલા ભારને અન્ય ખભા ઉપર નાખે છે તો શું તેનો ભાર દૂર થાય છે? બસ એજ પ્રમાણે વિષયસુખના ઉપભોગથી દુઃખ દૂર થયાનો આભાસ થાય છે, પણ વાસ્તવિક રીતે દુઃખ દૂર થતું જ નથી. આથી વિષય સુખ એ દુઃખ રૂપ જ છે.

**ગુણવૃત્તિવિરોધથી દુઃખ**—ગુણવૃત્તિ એટલે ગુણોની વૃત્તિ, ગુણોનું પરિણામ-કાર્ય. સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો છે. સુખ દુઃખ અને મોહ એ ત્રણ અનુક્રમે સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણના પરિણામ-વૃત્તિ છે. આથી સુખ, દુઃખ અને મોહ એ ત્રણ ગુણવૃત્તિ છે. સત્ત્વગુણનું પરિણામ-કાર્ય સુખ છે. રજોગુણનું પરિણામ દુઃખ છે. તમોગુણનું પરિણામ મોહ છે. સુખ, દુઃખ અને મોહ એ ત્રણ ગુણવૃત્તિઓ પરસ્પર વિરુદ્ધ હોવા છતાં સાથે જ રહે છે. આ ત્રણે ગુણવૃત્તિઓ પરસ્પર વિરુદ્ધ છે એટલે કે પરસ્પર અભિભાવ્ય-અભિભાવક ભાવ છે. આથી જ્યારે જે ગુણવૃત્તિ ઉદ્ભૂત-પ્રગટ બને છે તે ગુણવૃત્તિ અન્ય ગુણવૃત્તિનો અભિભવ કરે છે. જ્યારે પુણ્યની પ્રબળતાથી સુખ રૂપ ગુણવૃત્તિ ઉદ્ભૂત બને છે ત્યારે દુઃખરૂપ ગુણવૃત્તિનો અભિભવ તિરોભાવ થાય છે, પણ દુઃખવૃત્તિનો સર્વથા નાશ નથી થતો. આથી સુખરૂપ ગુણવૃત્તિ વખતે દુઃખરૂપ ગુણવૃત્તિ પણ રહેલી જ હોય છે, માત્ર અભિભૂત હોય છે. જ્યારે પાપનો ઉદય થાય છે ત્યારે દુઃખ રૂપ ગુણવૃત્તિ ઉદ્ભૂત બને છે અને સુખ રૂપ ગુણવૃત્તિનો અભિભવ થાય છે આ પ્રમાણે સુખવૃત્તિ એટલે કે સુખ દુઃખાત્મક રજોગુણથી મિશ્રિત સત્ત્વગુણનું પરિણામ હોવાથી દુઃખરૂપ જ છે. ✠

આ પ્રમાણે "ભૌતિક વસ્તુઓથી પ્રગટ થતું સુખ એ દુઃખ રૂપ જ છે" એ સિદ્ધ થાય છે. દરેક વ્યક્તિ આ વિશે પોતાને જે અનુભવો થાય છે તે અનુભવોનું શાંતિથી ચિંતન મનન કરે તો પણ "ભૌતિક વસ્તુઓથી પ્રાપ્ત થતું સુખ એ દુઃખ રૂપ જ છે" એ મહાન સત્ય હાથમાં આવ્યા વિના ન રહે.

હવે બીજી વાત. મોક્ષમાં અન્નાદિના ભોગની કે વિષયસેવનની જરૂર પણ શી છે? કારણ કે અન્નાદિનો પરિભોગ કે વિષયસેવન ઉત્પન્ન થયેલ ક્ષુધાદિ દુઃખની નિવૃત્તિ દ્વારા સ્વસ્થતા પ્રાપ્ત કરવા માટે છે. જ્યારે મોક્ષમાં સ્વાભાવિક સ્વસ્થતા રહેલી છે. કારણ કે ત્યાં અસ્વસ્થતાના-ક્ષુધાદિદુઃખના કારણ કર્મ કે ઈચ્છાદિનો અભાવ છે. આથી ત્યાં અન્નાદિના ઉપભોગની જરૂર જ નથી. ઔષધસેવનની જરૂર કોને હોય? જે રોગી હોય તેને જ ને? બસ એજ પ્રમાણે જેને કર્મ રૂપ રોગ હોય તેને જ અન્નાદિ ભોગ રૂપ ઔષધસેવનની જરૂર પડે છે. ખણુજ કોને આવે? જેને ખણુજનો રોગ હોય તેને આવે. તેજ પ્રમાણે જેને ખણુજના રોગ રૂપ ઈચ્છા હોય તેનેજ ખણુજ રૂપ વિષયસેવનની જરૂર પડે છે. મોક્ષમાં નથી કર્મનો રોગ કે નથી ઈચ્છાનો રોગ. આથી મોક્ષમાં અન્નાદિના પરિ-

✠ અધ્યાત્મસાર આત્મ. શ્લોક ૬૫ થી ૭૧, પાતંજલ યોગદર્શન દ્વિ. પાદના ૧૫ માં સૂત્રની વૃત્તિ.

ભોગની કે વિષયસેવન આદિની જરૂર જ નથી. જેમ જ્ઞાન આત્માનો ગુણ છે તેમ સુખ પણ આત્માનો ગુણ છે. આથી મોક્ષમાં અનંતજ્ઞાનની જેમ સ્વાભાવિક અનંત સુખ હોય છે. ✠

સાર– આત્મા છે. આત્માને કર્મનું બંધન છે. કર્મબંધના કારણો મિથ્યાત્વાદિ છે. કર્મબંધના કારણોનો સર્વથા નાશ થવાથી આત્મા સર્વથા કર્મરહિત બને છે–મોક્ષ પામે છે. કર્મમુક્ત આત્મા સદાને માટે સ્વાભાવિક સુખનો અનુભવ કરે છે. એને કદી સંસારના સુખ-દુઃખની ગંધ પણ નથી આવતી.

આ પ્રમાણે પ્રસ્તુત ગ્રન્થના ' વિષયપરિચય 'ની ભૂમિકા પૂર્ણ થઈ. હવે આપણે વિષયપરિચયનું અવલોકન કરીએ.

મૂળ કર્મો ૮ અને તેના ૧૨૦ ભેદો છે, તથા પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ એમ ચાર પ્રકારનો બંધ છે એ આપણે વિષયપરિચયની ' ભૂમિકા ' માં વિચારી ગયા છીએ. આ ગ્રન્થમાં મૂળ આઠ કર્મોના પ્રદેશબંધનું નિરૂપણ વિવિધદૃષ્ટિથી કરવામાં આવેલ છે. આથી આ ગ્રન્થનું નામ પ્રાકૃત ભાષાની અપેક્ષાએ '**पएसबंधो**' અને સંસ્કૃત-ભાષાની દૃષ્ટિએ '**प्रदेशबन्ध**' છે. જેમ દેશની વ્યવસ્થા કરવા તેના વિભાગો અને પેટા-વિભાગો કરીને, જુદા જુદા રાજ્યો, દરેક રાજ્યમાં અનેક જીલ્લા, દરેક જીલ્લામાં અનેક તાલુકા વગેરે બનાવવામાં આવે છે, તેમ આ ગ્રન્થમાં પ્રદેશબંધનું નિરૂપણ કરવા તેના વિભાગો અને પેટા વિભાગો કરીને અધિકારો અને દ્વારો વગેરે બનાવવામાં આવેલ છે. આ ગ્રન્થના ચાર અધિકારો બનાવવામાં આવ્યા છે. એ ચાર અધિકારોમાં પેટા વિભાગ રૂપે અનુક્રમે ૧૬, ૧૩, ૩ અને ૧૩ દ્વારો રાખવામાં આવ્યા છે.

# પ્રથમ અધિકાર

પ્રથમ અધિકારમાં દલવિભાજન, સ્થાન, સ્વામિત્વ, સાદ્યાદિ, કાલ, અંતર, સંનિકર્ષ, ભંગવિચય, ભાગ, પરિમાણ, ક્ષેત્ર, સ્પર્શના, કાલ, અંતર, ભાવ અને અલ્પબહુત્વ એમ કુલ ૧૬ દ્વારો છે. દરેક દ્વારમાં જે નિરૂપણ કરવામાં આવેલ છે તે સંક્ષેપથી નીચે પ્રમાણે છે.

## (૧) દલવિભાજન દ્વાર

આ દ્વારમાં મુખ્યતયા જીવ કયા કર્મપુદ્ગલોને ગ્રહણ કરે છે ? કેવી રીતે ગ્રહણ કરે છે ? કયા કારણોથી ગ્રહણ કરે છે ? કોઈ એક સમયે ગ્રહણ કરેલા કર્મ પુદ્ગલોની આઠ કર્મોમાં વહેંચણી થતાં કયા કયા કર્મને કેટલાં કેટલાં કર્મદલિકો મળે છે ? એ ચાર પ્રશ્નોની છણાવટ કરવામાં આવી છે. તે આ પ્રમાણે–

✠ હારિભદ્રીય અષ્ટક–૩૨, શ્લોક ૪–૫–૬.

(૧) આ વિશ્વમાં આંખોથી ન દેખી શકાય તેવા અનેક પ્રકારના પુદ્ગલો સર્વત્ર રહેલા છે. એ અનેક પ્રકારના સૂક્ષ્મ પુદ્ગલોમાં જીવ જેમને કર્મ રૂપે બનાવી શકે તે પુદ્ગલોનો પણ સમાવેશ થાય છે. કર્મ રૂપે બની શકે એવા પુદ્ગલોના સમૂહને 'કાર્મણ-વર્ગણા' કહેવામાં આવે છે. અન્ય પુદ્ગલોની જેમ કાર્મણ વર્ગણાના પુદ્ગલો પણ સંપૂર્ણ વિશ્વમાં સર્વત્ર રહેલા છે. પણ દરેક જીવ સર્વત્ર રહેલા પુદ્ગલોને નથી ગ્રહણ કરતો, કિંતુ જેટલા સ્થાનમાં જીવના પ્રદેશો રહેલા છે તેટલા સ્થાનમાં રહેલા કાર્મણ વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરે છે. અહીં અગ્નિનું દૃષ્ટાંત આપવામાં આવેલ છે. અગ્નિ પોતે જેટલા સ્થાનમાં છે તેટલા જ સ્થાનમાં રહેલ દાહ્ય વસ્તુને બાળે છે, પણ પોતાના સ્થાનથી બહાર રહેલ વસ્તુને નથી બાળતો. તેમ જીવ પણ પોતાના ક્ષેત્રમાં રહેલા કર્મપુદ્ગલોનું ગ્રહણ કરે છે, પણ પોતાના ક્ષેત્રથી બહાર રહેલા કર્મ પુદ્ગલોનું ગ્રહણ નથી કરતો.

(૨) જીવ સર્વ પ્રદેશો વડે કર્મ પુદ્ગલોનું ગ્રહણ કરે છે. આ હકીકત શૃંખલાના દૃષ્ટાંતથી બરોબર સમજાય છે. શંખલાની દરેક કડીઓ પરસ્પર જોડાયેલી હોવાથી એક કડીનું ચલન થતાં અન્ય કડીઓનું પણ ચલન થાય છે. તેમ જીવના દરેક પ્રદેશો પરસ્પર સંકળાયેલા હોવાથી જ્યારે કર્મ પુદ્ગલોને ગ્રહણ કરવા એક આત્મપ્રદેશ વ્યાપાર કરે છે ત્યારે અન્ય સર્વ પ્રદેશો પણ વ્યાપાર કરે છે. પણ એટલું છે કે કેટલાક પ્રદેશોનો વ્યાપાર અધિક હોય, કેટલાક પ્રદેશોનો વ્યાપાર ન્યૂન હોય, કેટલાક પ્રદેશોનો વ્યાપાર ન્યૂનતર હોય, એમ વ્યાપારમાં તારતમ્ય અવશ્ય હોય છે. દા. ત. જ્યારે આપણે ઘટ વગેરેને ઉપાડીએ છીએ ત્યારે હાથના સમગ્ર ભાગોમાં વ્યાપાર હોવા છતાં હથેલીના ભાગમાં વ્યાપાર વિશેષ હોય છે, કાંડાના ભાગમાં તેનાથી ન્યૂન વ્યાપાર હોય છે, કાંડાની ઉપરના ભાગમાં તેનાથી પણ ન્યૂન વ્યાપાર હોય છે. આ જ પ્રમાણે પ્રસ્તુતમાં કર્મ પુદ્ગલોને ગ્રહણ કરવા માટેનો વ્યાપાર એક સાથે આત્માના સર્વ પ્રદેશોમાં હોવા છતાં તરતમતા અવશ્ય હોય છે.

(૩) મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગથી કર્મબંધ થાય છે એમ પૂર્વે વિષય-પરિચયની ભૂમિકામાં જે બતાવવામાં આવેલ છે તે સામાન્ય કર્મબંધને આશ્રીને છે. આ ગ્રંથમાં પ્રદેશબંધનું નિરૂપણ હોવાથી પ્રદેશબંધમાં કોણ કારણ છે તે વિચારવું જરૂરી છે. પ્રદેશ-બંધ મુખ્યતયા યોગથી થાય છે. આથી જેમ જેમ યોગ વધારે તેમ તેમ અધિક અધિક કર્મદલિકો બંધાય છે. જેમ જેમ યોગ ન્યૂન તેમ તેમ અલ્પ અલ્પ કર્મદલિકો બંધાય છે.

(૪) જીવ પ્રતિસમય કોઈને કોઈ યોગસ્થાનથી કર્માણુઓનું ગ્રહણ કરે છે. પ્રતિસમય ગ્રહણ કરાતા એ કર્માણુઓની બંધાતા મૂલ કર્મોમાં વહેંચણી થાય છે. મૂળ કર્મોમાં કોઈ વખત આઠ કર્મોનો, કોઈ વખત સાત કર્મોનો, તો કોઈ વખત છ કર્મોનો બંધ થાય છે. યદ્યપિ ક્યારેક એક જ કર્મનો પણ બંધ થાય છે, છતાં તે અકાષાયિક (કષાયથી રહિત) હોવાથી પ્રસ્તુતમાં વિવક્ષિત નથી. પ્રતિસમય બંધાતા કર્મદલિકોના જ્યારે આઠ કર્મોનો

બંધ થાય છે ત્યારે આઠ ભાગ, સાત કર્મોના બંધ વખતે સાત ભાગ, અને છ કર્મોના બંધ સમયે છ વિભાગ પડે છે. જ્યારે આઠ કર્મો બંધાય છે ત્યારે દરેક કર્મને પોતાની સ્થિતિ પ્રમાણે નીચે મુજબ દલિકો મળે છે–

સર્વ કર્મોની સ્થિતિથી આયુષ્યકર્મની સ્થિતિ ન્યૂન હોવાથી તેના ભાગમાં અન્ય સર્વ કર્મોની અપેક્ષાએ અલ્પ દલિકો આવે છે. આયુષ્યની સ્થિતિથી નામ અને ગોત્ર કર્મની સ્થિતિ અધિક હોવાથી આયુષ્યની અપેક્ષાએ નામ અને ગોત્ર કર્મના ભાગમાં દલિકો વિશેષ અધિક આવે છે. પરસ્પર એ બંનેના દલિકો તુલ્ય થાય છે. એ બે કર્મોની અપેક્ષાએ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મના વિભાગમાં સ્થિતિ વિશેષાધિક હોવાથી કર્મ દલિકો વિશેષાધિક આવે છે. પરસ્પર એ ત્રણેના દલિકો તુલ્ય થાય છે. આ ત્રણ કર્મોની અપેક્ષાએ મોહનીયની સ્થિતિ વિશેષ અધિક હોવાથી તેના ભાગમાં દલિકો વિશેષ અધિક આવે છે. મોહનીયથી વેદનીયના ભાગમાં દલિકો વિશેષ અધિક આવે છે.

અહીં એટલું ખ્યાલ રાખવું જરૂરી છે કે જ્ઞાનાવરણીયાદિ ત્રણ કર્મોની જેટલી સ્થિતિ છે તેટલી જ સ્થિતિ વેદનીય કર્મની છે, એથી જ્ઞાનાવરણીયાદિ ત્રણ કર્મોના ભાગમાં જેટલાં દલિકો આવ્યાં તેટલાં જ દલિકો વેદનીયના વિભાગમાં આવવા જોઈએ. છતાં અહીં મોહનીય કર્મથી વેદનીય કર્મના ભાગે દલિકો વિશેષ અધિક આવે છે એમ જણાવ્યું તેનું કારણ એ છે કે જો વેદનીયના ભાગે સર્વથી અધિક દલિકો આવે તો જ તે સુખ કે દુઃખ આપવા રૂપ પોતાનું કાર્ય કરી શકે છે, અન્યથા નહિ. આમાં પુદ્ગલોનો તેવા પ્રકારનો સ્વભાવ જ કારણ છે. દા.ત. પાપડ વગેરે દ્રવ્યો અધિક પ્રમાણમાં વાપરવામાં આવે તો જ તૃપ્તિ થાય છે, જ્યારે મોદકાદિ દ્રવ્યો અલ્પ પ્રમાણમાં વાપરવામાં આવે તો તૃપ્તિ થઈ જાય છે. તેમ વેદનીયના ભાગમાં દલિકો સર્વથી અધિક આવે તો જ પોતાનું કાર્ય કરી શકે છે.

જ્યારે સાત કર્મોનો બંધ થાય ત્યારે આયુષ્ય વિના શેષ સાત કર્મોમાં અને છ કર્મોનો બંધ થાય ત્યારે મોહનીય અને આયુષ્ય વિના શેષ છ કર્મોમાં ઉપર પ્રમાણે દલિકોની વહેંચણી થાય છે. જ્યારે કેવળ વેદનીય કર્મ બંધાય છે ત્યારે સર્વ દલિકો તેના એકલાના જ ભાગે આવે છે.

## (૨) સ્થાન દ્વાર

પ્રદેશબંધમાં પ્રધાન પણે યોગ કારણ છે. આથી આ ગ્રંથમાં પ્રદેશબંધ વિશે નિરૂપણ સર્વત્ર મુખ્યપણે યોગને આશ્રયીને છે. એટલે સર્વ પ્રથમ યોગનું સ્વરૂપ તેના ભેદો વગેરેનું જ્ઞાન કરાવવું જરૂરી હોવાથી આ બીજા સ્થાનદ્વારમાં મુખ્યપણે યોગનું વર્ણન છે. આ દ્વારમાં મુખ્ય બે વિભાગ પાડવામાં આવ્યા છે. તેમાં પ્રથમ વિભાગમાં યોગને આશ્રયીને અને બીજા વિભાગમાં પ્રદેશોને આશ્રયીને નિરૂપણ કરવામાં આવેલ છે. પ્રથમ-

વિભાગના પણ બે પેટા વિભાગો છે. તેમાં પ્રથમ પેટા વિભાગમાં કર્મપ્રકૃતિ ગ્રંથમાંથી બંધન કરણની ત્રીજીથી સોળમી સુધીની ગાથાઓ ઉદ્ધૃત કરીને તે ગાથાઓના આધારે વીર્યનું (=યોગનું) સ્વરૂપ તેના ભેદો વગેરે અતિમહત્ત્વના વિષયોની સ્પષ્ટતા કરવામાં આવી છે. તે આ પ્રમાણે—

## યોગનું સ્વરૂપ

(ગાથા ૧૨ મી) વીર્ય એટલે યોગ યા શક્તિ.卐 આ શક્તિ આત્મામાં અનંત રહેલી છે. છતાં વીર્યાન્તરાય કર્મના આવરણથી દબાઇ ગઈ હોવાથી એ અનંત શક્તિનો અનુભવ આપણને નથી થતો. વીર્ય બે પ્રકારે પ્રાપ્ત થાય છે–(૧) ક્ષયોપશમથી–વીર્યાંતરાય કર્મના અલ્પ ક્ષયથી તથા (૨) ક્ષયથી–વીર્યાંતરાય કર્મના સર્વથા ક્ષયથી. જુદા જુદા જીવોમાં વીર્ય અધિક, અધિકતર, અલ્પ, અલ્પતર, એમ તરતમતાથી જે જોવામાં આવે છે તે વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમને આભારી છે. જેમ જેમ વીર્યાંતરાય કર્મનો ક્ષયોપશમ વધારે તેમ તેમ અધિક શક્તિ પ્રગટ થાય છે, અને જેમ જેમ તેનો ક્ષયોપશમ ન્યૂન તેમ તેમ અલ્પ શક્તિ પ્રગટે છે. જુદા જુદા જીવોના વીર્યાંતરાય કર્મનો ક્ષયોપશમ ન્યૂનાધિક હોવાથી તેમનામાં શક્તિ ન્યૂનાધિક જોવા મળે છે. જ્યારે વીર્યાંતરાય કર્મનો સર્વથા ક્ષય થાય છે ત્યારે સંપૂર્ણ શક્તિ પ્રગટ થાય છે. આમ વીર્ય વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી અને ક્ષયથી પ્રાપ્ત થતું હોવાથી તેના ક્ષાયોપશમિક અને ક્ષાયિક એમ બે ભેદો છે. આ બે પ્રકારના વીર્યમાં પ્રથમ પ્રકારનું વીર્ય છદ્મસ્થ જીવોને તથા બીજા પ્રકારનું વીર્ય તેરમા અને ચૌદમા ગુણસ્થાને રહેલા જીવોને હોય છે. આ બંને પ્રકારના વીર્યમાં પ્રત્યેકના પુનઃ અભિસંધિજ અને અનભિસંધિજ એમ બે ભેદો છે. તેમાં ચાલવું, દોડવું, વગેરે ક્રિયાઓમાં ઉપયોગપૂર્વક – વિચારપૂર્વક જે વીર્ય પ્રવર્તે છે તે વીર્ય અભિસંધિજ. ભુક્ત આહારનો ખલ રસ આદિ રૂપે પરિણામ થવામાં તથા મનોલબ્ધિ રહિત એકેન્દ્રિયની આહાર ગ્રહણાદિ ક્રિયા વગેરેમાં ઉપયોગ વિના–વિચાર વિના પ્રવર્તતું વીર્ય અનભિસંધિજ.

વીર્યના પુનઃ સલેશ્ય અને અલેશ્ય એમ બે ભેદો છે. લેશ્યાવાળા જીવોનું વીર્ય સલેશ્ય અને લેશ્યા વિનાના જીવોનું વીર્ય અલેશ્ય. આ વીર્ય અયોગી કેવળીને તથા સિદ્ધ જીવોને હોય છે. અન્ય સર્વ જીવોને સલેશ્ય વીર્ય હોય છે. આ ગ્રંથમાં સલેશ્ય વીર્યનું પ્રયોજન છે. આ વીર્ય ગ્રહણ, પરિણામ, અને સ્પંદન ક્રિયા રૂપ હોવાથી તેના દ્વારા પુદ્‌ગલોનું

卐 યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા, શક્તિ, સામર્થ્ય–આ સર્વે શબ્દો યોગના પર્યાયવાચી હોવાથી વીર્યનો અર્થ યોગ થાય છે, પ્રસ્તુતમાં સર્વત્ર વીર્ય શબ્દનો ઉપયોગ કરવામાં આવેલ છે, પણ તેનો અર્થ યોગ સમજવો, એટલે કે વીર્યનું નિરૂપણ એ યોગનું જ નિરૂપણ છે.

ગ્રહણ, પરિણામ અને ગમનાગમનાદિ ક્રિયાઓ થાય છે. અલેશ્ય વીર્ય દ્વારા પુદ્ગલોનું ગ્રહણ, પરિણામ અને ગમનાગમનાદિ ક્રિયાઓ નથી થતી.

પુનઃ સલેશ્ય ક્ષાયોપશમિક વીર્યના અકષાયી અને સકષાય એમ બે ભેદો પડે છે. તેમાં અકષાયી સલેશ્યવીર્ય અગિયારમા તથા બારમા ગુણસ્થાને રહેલા જીવોને હોય છે. પ્રથમ ગુણસ્થાનથી દશમા ગુણસ્થાન સુધીના સર્વ જીવોને સકષાય સલેશ્ય વીર્ય હોય છે. આ બે ભેદોમાં અહીં સકષાય સલેશ્ય વીર્યનું પ્રયોજન છે.

(ગાથા-૧૩) અન્ય રીતે વિચાર કરતાં વીર્યના ગ્રહણ, પરિણામ અને આલંબન એ પ્રમાણે ત્રણ ભેદો પડે છે. આપણે શ્વાસોચ્છ્વાસ લઈએ છીએ, મુખથી ભાષા બોલીએ છીએ તથા મનદ્વારા વિચાર કરીએ છીએ તેમાં કેવી પ્રક્રિયા થાય છે તે સમજવાથી આ વીર્યના ત્રણ ભેદો બરાબર સમજાશે. સંસારી જીવોમાં પોત પોતાના વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ પ્રમાણે શકિત હોય છે. છતાં તે શકિતને પ્રગટ કરવા દ્રવ્યાદિ સાધનની જરૂર પડે છે. આથી શ્વાસોશ્વાસ લેવા, ભાષા બોલવા, કે માનસિક વિચાર કરવા માટે શક્તિ હોવા છતાં, જેમ નિર્બલ માણસ ચાલવા માટે લાકડીની સહાય લે છે તેમ, પુદ્ગલોની અવશ્ય સહાય લે છે. આપણે શ્વાસોચ્છ્વાસ લઈએ છીએ, બોલીએ છીએ કે વિચાર કરીએ છીએ તેમાં આકાશમાં રહેલા ક્રમે કરીને શ્વાસોચ્છ્વાસ, ભાષા અને વિચારને યોગ્ય પુદ્ગલોને સર્વ પ્રથમ ગ્રહણ કરીએ છીએ, બાદ શ્વાસોશ્વાસ યોગ્ય પુદ્ગલોને શ્વાસોશ્વાસ રૂપે, ભાષા યોગ્ય પુદ્ગલોને ભાષા રૂપે અને વિચાર યોગ્ય પુદ્ગલોને મન રૂપે બનાવીએ છીએ; બાદ તે જ પુદ્ગલોની સહાયથી પુદ્ગલોને છોડી દઈએ છીએ. શ્વાસોશ્વાસ રૂપે બનાવેલા, ભાષા રૂપે બનાવેલા, અને મનરૂપે બનાવેલા પુદ્ગલોને છોડવા તેનું જ નામ અનુક્રમે શ્વાસોશ્વાસ, વાણી અને વિચાર. પુદ્ગલોનું ગ્રહણ, પરિણામ અને આલંબન આત્મવીર્યની સહાયથી થાય છે. તેમાં જે વીર્યની સહાયથી શ્વાસોશ્વાસ, ભાષા અને મનને યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ થાય છે તે વીર્ય ગ્રહણવીર્ય. ગ્રહણવીર્યવડે ગ્રહણ કરેલા શ્વાસોશ્વાસ, ભાષા અને મનને યોગ્ય પુદ્ગલોનું જે વીર્યની સહાયથી શ્વાસોશ્વાસ, ભાષા અને મન રૂપે પરિણામ થાય છે તે વીર્ય પરિણામ વીર્ય. તથા પરિણામવીર્ય વડે શ્વાસોશ્વાસ, ભાષા અને મન રૂપે પરિણમેલા પુદ્ગલોને જે વીર્યની સહાયથી છોડવામાં આવે છે તે આલંબન વીર્ય. અર્થાત્ શ્વાસોશ્વાસ લેવામાં, ભાષા બોલવામાં અને વિચાર કરવામાં તે તે રૂપે પરિણમેલ પુદ્ગલોનું જે વીર્ય વડે અવલંબન લેવામાં આવે છે તે આલંબન વીર્ય.

અથવા વીર્યના અન્ય રીતે મનોયોગ, વચનયોગ અને કાયયોગ એમ ત્રણ ભેદો પાડવામાં આવ્યા છે. મનોવર્ગણાના પુદ્ગલોની સહાયથી પ્રવર્તતું આત્મવીર્ય મનોયોગ. ભાષાવર્ગણાના પુદ્ગલોની સહાયથી પ્રવર્તતું આત્મવીર્ય વચન યોગ. કાયવર્ગણા (ઔદારિક-વૈક્રિય-આહારક વર્ગણા) ના પુદ્ગલો દ્વારા પ્રવર્તતું આત્મવીર્ય કાયયોગ.

## વીર્ય અને યોગમાં તફાવત.

યદ્યપિ સામાન્યથી તો વીર્ય અને યોગ એકાર્થક છે, છતાં વિશેષથી તે બંનેના અર્થમાં થોડો તફાવત છે. તે આ પ્રમાણે – વીર્યના લબ્ધિવીર્ય અને કરણવીર્ય એમ બે ભેદો છે. તેમાં વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત શક્તિને લબ્ધિવીર્ય કહેવામાં આવે છે. તથા તેના વ્યાપારને અર્થાત્ કાર્યમાં પ્રવૃત્તવીર્યને કરણવીર્ય યા ઉપયોગવીર્ય કહેવામાં આવે છે. આ કરણવીર્યની યોગસંજ્ઞા છે. જ્યારે યોગ શબ્દનો પ્રયોગ આવે છે ત્યારે આ કરણવીર્યના અર્થમાં આવે છે. અર્થાત્ વીર્યસામાન્યની યોગ સંજ્ઞા નથી, કિંતુ ઉપયોગ રૂપ વીર્ય-વિશેષની છે. આ બે પ્રકારના વીર્યમાં લબ્ધિવીર્ય દરેક આત્મપ્રદેશમાં સમાન હોય છે, પણ કરણવીર્ય-યોગ ન્યૂનાધિક હોય છે. જેમ જેમ કાર્ય નજીક તેમ તેમ વીર્યવ્યાપાર-યોગ વધારે. જેમ જેમ કાર્ય દૂર તેમ તેમ વીર્યવ્યાપાર-યોગ ન્યૂન. દા. ત. હાથથી ઘડો ઉપાડતાં હથેલીના ભાગમાં વીર્યવ્યાપાર વિશેષ હોય છે, ત્યાર પછીના ઉપરના ભાગમાં ક્રમશઃ ન્યૂન ન્યૂન હોય છે. આથી વીર્યના જઘન્યાદિ અનેક ભેદો પડે છે.

( ગાથા. ૧૪ ) આ ગાથામાં વીર્યના જઘન્યાદિ ભેદોનું તથા કાળ વગેરેનું નિરૂપણ કરવા નીચે મુજબ દશ દ્વારોનો નિર્દેશ છે. (૧) અવિભાગ પ્રરૂપણા (૨) વર્ગણા પ્રરૂપણા (૩) સ્પર્ધક પ્રરૂપણા (૪) અન્તર પ્રરૂપણા (૫) સ્થાન પ્રરૂપણા (૬) અનંતરોપનિધા પ્રરૂપણા (૭) પરંપરોપનિધા પ્રરૂપણા. (૮) વૃદ્ધિપ્રરૂપણા (૯) કાળપ્રરૂપણા (૧૦) અલ્પબહુત્વ પ્રરૂપણા. આ દરેક દ્વારમાં આવતા નિરૂપણનો સાર આ પ્રમાણે છે.

(૧) અવિભાગ પ્રરૂપણા–અવિભાગ એટલે વીર્યાવિભાગ. જેના કેવલીના જ્ઞાનથી પણ બે વિભાગ ન થઈ શકે એવો જે સર્વાંતિમ વીર્યનો અંશ તે અવિભાગ કહેવાય છે. આત્માના એક એક પ્રદેશમાં આવા વીર્યાવિભાગો અસંખ્યાતા હોય છે.

(૨) વર્ગણાપ્રરૂપણા–સમાન સમાન વીર્યાવિભાગોવાળા આત્મપ્રદેશોના સમુદાયને વર્ગણા કહેવામાં આવે છે. તેમાં ભવના પ્રથમસમયે વર્તમાન લબ્ધિ–અપર્યાપ્ત તથા ઓછામાં ઓછા વીર્ય વ્યાપારવાળા સૂક્ષ્મનિગોદ જીવના જે આત્મ પ્રદેશોમાં સમાનસંખ્યાવાળા વીર્યાવિભાગો હોય અને અન્ય સર્વ આત્મપ્રદેશોની અપેક્ષાએ ન્યૂન વીર્યાવિભાગો હોય તે આત્મપ્રદેશોના સમુદાયની પ્રથમવર્ગણા. ત્યારબાદ એક વીર્યાવિભાગથી અધિક સમાન સંખ્યાવાળા આત્મપ્રદેશોના સમુદાયની બીજી વર્ગણા. બે વીર્યાવિભાગો વડે અધિક સમાન સંખ્યાવાળા આત્મપ્રદેશોના સમુદાયની ત્રીજી વર્ગણા. ત્રણ વીર્યાવિભાગોથી અધિક સમાન સંખ્યાવાળા આત્મપ્રદેશોના સમુદાયની ચોથી વર્ગણા. ચાર વીર્યાવિભાગો વડે અધિક સમાન સંખ્યાવાળા આત્મપ્રદેશોના સમુદાયની પાંચમી વર્ગણા. આ પ્રમાણે એક એક વીર્યાણુ વડે અધિક અધિક તેટલા તેટલા જીવપ્રદેશોના સમુદાય રૂપ વર્ગણાઓ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અસંખ્ય થાય છે.

(૩–૪) સ્પર્ધક પ્રરૂપણા તથા અંતરપ્રરૂપણા – ક્રમશઃ એક એક અધિક વીર્યાણુવાળી વર્ગણાના સમુદાયને સ્પર્ધક કહેવામાં આવે છે. તેમાં ઉપરોક્ત વર્ગણાઓનો સમુદાય પ્રથમ સ્પર્ધક બને છે. પ્રથમ સ્પર્ધક સુધી એક એક અધિક વીર્યાણુવાળા આત્મપ્રદેશો મળી શકે છે. પણ અહીંથી આગળ એક વીર્યાણુ વડે અધિક આત્મપ્રદેશો નથી મળતા. બે વીર્યાણુઓ વડે અધિક આત્મપ્રદેશો નથી મળતા. એમ યાવત્ સંખ્યાતા કે અસંખ્યાતા વીર્યાણુઓથી અધિક આત્મપ્રદેશો નથી મળતા. પરંતુ અસંખ્ય લોકાકાશ પ્રમાણ વીર્યાણુઓથી અધિક આત્મપ્રદેશો મળે છે. સમાનવીર્યવાળા તે આત્મપ્રદેશોનો સમુદાય બીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા થાય છે. ત્યાર બાદ પ્રથમ સ્પર્ધકની વર્ગણાઓનાં ક્રમે અસંખ્યાતી વર્ગણાઓ થાય છે. સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ અસંખ્યાતી આ વર્ગણાઓનું બીજું સ્પર્ધક બને છે. ત્યાર બાદ પુનઃ એક, બે, યાવત્ સંખ્યાત કે અસંખ્યાત વીર્યાણુઓ વડે અધિક આત્મપ્રદેશો નથી મળતા. કિંતુ અસંખ્ય લોકાકાશ પ્રમાણ વીર્યાણુઓથી અધિક આત્મપ્રદેશો મળે છે. સરખે સરખા તેટલા વીર્યાણુવાળા આત્મપ્રદેશોનો સમુદાય ત્રીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા બને છે. ત્યાર બાદ પૂર્વ મુજબ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ અસંખ્યાતી વર્ગણાઓ બને છે. તેટલી વર્ગણાઓનો સમુદાય ત્રીજું સ્પર્ધક બને છે. આ પ્રમાણે સ્પર્ધકો પણ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અસંખ્ય બને છે.

(૫) યોગસ્થાનપ્રરૂપણા—સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ આ સ્પર્ધકોનો સમુદાય પ્રથમ યોગસ્થાન છે. ત્યાર બાદ ઉક્ત જીવથી કંઇક અધિક વીર્યવ્યાપારવાળા જીવને આશ્રયીને પૂર્વ મુજબ વર્ગણાઓ અને સ્પર્ધકો કહેવા. તે સ્પર્ધકોનો સમુદાય બીજું યોગસ્થાન. છે. ત્યાર બાદ પુનઃ બીજા યોગસ્થાનવાળા જીવથી કંઇક અધિક વીર્યવ્યાપાર વાળા જીવને આશ્રીને ત્રીજું યોગસ્થાન કહેવું. એ પ્રમાણે યોગસ્થાનો પણ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ અસંખ્યાતા બને છે.

પ્રશ્ન :– દરેક જીવને એક યોગસ્થાન હોય છે. જીવો અનંતા છે. આથી યોગસ્થાનો પણ અનંતા થાય. તો અહીં અસંખ્યાતા યોગસ્થાનો કેમ કહ્યા ?

ઉત્તરઃ– સરખે સરખા એક યોગસ્થાન પર સ્થાવર જીવો અનંત હોય છે, આથી યોગસ્થાનો અસંખ્યાતા જ બને છે, અનંતા નહિ.

(૬) અનંતરોપનિધા પ્રરૂપણા– પૂર્વ પૂર્વ યોગસ્થાનના સ્પર્ધકોની અપેક્ષાએ ઉત્તર ઉત્તર યોગસ્થાનના સ્પર્ધકોની સંખ્યાનો વિચાર કરવો તે અનંતરોપનિધા. તે આ પ્રમાણે– પૂર્વ પૂર્વ યોગસ્થાનના સ્પર્ધકોની અપેક્ષાએ ઉત્તર ઉત્તર યોગસ્થાનના સ્પર્ધકો અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા અધિક હોય છે. એટલે કે પ્રથમ યોગસ્થાનમાં જેટલા સ્પર્ધકો હોય છે તેનાથી બીજા યોગસ્થાનમાં અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા અધિક હોય છે. બીજા યોગસ્થાનના સ્પર્ધકોથી ત્રીજા યોગસ્થાનના સ્પર્ધકો અને ત્રીજા યોગસ્થાનના સ્પર્ધ-

કોથી ચોથા યોગસ્થાનના સ્પર્ધકો અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા અધિક હોય છે. આમ અન્તિમ યોગસ્થાન સુધી જાણવું.

પ્રશ્ન:— એક જીવનું એક યોગસ્થાન બને છે, આથી એક યોગસ્થાનમાં એક જ આત્માના આત્મપ્રદેશો હોય છે, દરેક આત્માના પ્રદેશો સમાન હોય છે, તો સ્પર્ધકોની વૃદ્ધિ શી રીતે થાય ?

ઉત્તરઃ–તેવા પ્રકારના જીવસ્વભાવથી અલ્પવીર્યવ્યાપારવાળા જીવપ્રદેશો વધારે હોય છે. અને અધિક અધિક વીર્યવ્યાપારવાળા જીવપ્રદેશો ક્રમશઃ અલ્પ અલ્પ હોય છે. આથી પ્રથમ યોગસ્થાનમાંની દરેક વર્ગણાઓમાં જેટલા આત્મપ્રદેશો હોય છે તેનાથી બીજા ત્રીજા આદિ યોગસ્થાનોની દરેક વર્ગણાઓમાં શરૂઆતથી જ જીવપ્રદેશોની સંખ્યા ઓછી ઓછી થતી જાય છે. આથી બીજા આદિ દરેક યોગસ્થાનોમાં અનુક્રમે વર્ગણાઓ વધતી જાય છે. વર્ગણાઓ વધવાથી સ્પર્ધકો પણ વધે છે.

(૭) પરંપરોપનિધા પ્રરૂપણા – કોઈ પણ એક યોગસ્થાનના સ્પર્ધકોની અપેક્ષાએ દૂર રહેલા યોગસ્થાનના સ્પર્ધકોનો વિચાર કરવો તે પરંપરોપનિધા. તે આ પ્રમાણે – શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ યોગસ્થાનો ગયા બાદ પછીના યોગસ્થાનમાં સ્પર્ધકો બમણાં થાય છે. એટલે કે પ્રથમ યોગસ્થાનથી સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ યોગસ્થાનો છોડીને પછીના યોગસ્થાનમાં સ્પર્ધકો બમણાં થાય છે. ત્યાર બાદ પુનઃ જે યોગસ્થાનમાં સ્પર્ધકો દ્વિગુણા થયા છે તે યોગસ્થાનથી તેટલા યોગસ્થાનો છોડીને પછીના યોગસ્થાનમાં સ્પર્ધકો દ્વિગુણા થાય છે. આ પ્રમાણે અંતિમ યોગસ્થાન સુધી જાણવું. પૂર્વ પૂર્વ યોગ-સ્થાનની અપેક્ષાએ બમણાં બમણાં સ્પર્ધકોવાળા યોગસ્થાનો ( દ્વિગુણવૃદ્ધિસ્થાનો ) કુલ સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ અસંખ્યાતા થાય છે. તથા પ્રથમ-યોગસ્થાનથી ઉપર જતાં જેટલા દ્વિગુણવૃદ્ધિના યોગસ્થાનો આવે છે તેટલાં જ અંતિમયોગ-સ્થાનથી નીચે આવતાં દ્વિગુણહાનિના સ્થાનો આવે છે.

(૮) વૃદ્ધિપ્રરૂપણા– આ દ્વારમાં યોગસ્થાનોની વૃદ્ધિ અને હાનિ વિચારવામાં આવી છે. વીર્યનો વ્યાપાર વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમના આધારે થાય છે. તથા વીર્યાંતરાયના કર્મનો ક્ષયોપશમ દ્રવ્યાદિસામગ્રી પામીને ક્યારેક વધે છે તો ક્યારેક ઘટે છે. આથી જીવના યોગસ્થાનોની પણ વૃદ્ધિ અને હાનિ થાય છે. યોગસ્થાનોની વૃદ્ધિ અને હાનિ બન્ને ચાર ચાર પ્રકારે થાય છે. અસંખ્યાતભાગવૃદ્ધિ,સંખ્યાતભાગવૃદ્ધિ સંખ્યાતગુણવૃદ્ધિ અને અસંખ્યાતગુણવૃદ્ધિ એમ વૃદ્ધિના ચાર પ્રકારો છે. અસંખ્યાતભાગહાનિ, સંખ્યાતભાગહાનિ, સંખ્યાતગુણહાનિ, અને અસંખ્યાત-ગુણહાનિ એમ હાનિના ચાર ભેદો છે. જીવ કોઈ એક સમયે જે યોગસ્થાને છે તે સ્થાનેથી બીજા સમયે યોગની વૃદ્ધિ પ્રમાણે કોઈ વખત અસંખ્યાતભાગવૃદ્ધ અન્ય યોગસ્થાને એટલે કે અસંખ્યાતભાગાધિક વીર્યવ્યાપારવાળા યોગસ્થાને જાય છે, ક્યારેક સંખ્યાતભાગવૃદ્ધ અન્ય યોગસ્થાને, કોઈ વખત સંખ્યાતગુણવૃદ્ધ યોગસ્થાને, તો ક્યારેક અસંખ્યાતગુણવૃદ્ધ અન્ય

યોગસ્થાને જાય છે. તે જ પ્રમાણે કોઈ એક સમયે જીવ જે યોગસ્થાને રહેલ છે તે યોગસ્થાનથી બીજા સમયે કોઇ વખત અસંખ્યાતભાગહીન અન્ય યોગસ્થાને જાય છે, ક્યારેક સંખ્યાતભાગહીન અન્યયોગસ્થાને, કોઈ વખત સંખ્યાતગુણહીન અન્યયોગસ્થાને, તો ક્યારેક અસંખ્યાતગુણહીન અન્ય યોગસ્થાને જાય છે.

(૯) **કાળપ્રરૂપણા :—** આ દ્વારમાં વૃદ્ધિદ્વારમાં બતાવેલી ચાર પ્રકારની વૃદ્ધિના અને ચાર પ્રકારની હાનિના કાળનું, એટલે કે તે તે વૃદ્ધિ અને હાનિ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી નિરંતર કેટલા સમય સુધી થાય છે તેનું તથા યોગની વૃદ્ધિ કે હાનિ વિના એક જ યોગસ્થાનમાં નિરંતર કેટલા કાળ સુધી જીવ રહી શકે તેનું પ્રતિપાદન છે. તે આ પ્રમાણે–પ્રથમની ત્રણ પ્રકારની વૃદ્ધિનો અને ત્રણ પ્રકારની હાનિનો ઉત્કૃષ્ટ કાલ આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે, તથા ચોથા પ્રકારની વૃદ્ધિ અને હાનિનો ઉત્કૃષ્ટકાળ અન્તર્મુહૂર્ત છે. અર્થાત્ વિવક્ષિત યોગસ્થાનથી પ્રતિસમય અસંખ્યાતભાગ વૃદ્ધ અન્ય અન્ય યોગસ્થાને નિરંતર જાય તો આવલિકાના અસંખ્યાતમાભાગ સુધી જાય, ત્યારબાદ અધિકવૃદ્ધિવાળા યોગસ્થાને જાય યા હીનયોગવાળા યોગસ્થાને જાય કે તે જ યોગસ્થાને સ્થિર થાય. એ જ પ્રમાણે સંખ્યાતભાગાદિ ત્રણ વૃદ્ધિ વિશે પણ જાણવું. તથા વિવક્ષિત યોગસ્થાનથી પ્રતિસમય અસંખ્યાતભાગહીન અન્ય અન્ય યોગસ્થાને નિરન્તર જાય તો પણ આવલિકાના અસંખ્યાતમા ભાગ સુધી જ જાય, પછી અધિક હાનિવાળા યોગસ્થાને યા વૃદ્ધિવાળા યોગસ્થાને જાય, કે તે જ યોગસ્થાને સ્થિર થાય. એ જ પ્રમાણે સંખ્યાતભાગાદિ ત્રણ હાનિ વિશે પણ જાણવું ચારે પ્રકારની વૃદ્ધિનો અને ચારે પ્રકારની હાનિનો જઘન્યકાળ એક સમય છે.

યોગની વૃદ્ધિ કે હાનિ વિના એક જ યોગસ્થાનમાં નિરંતર કેટલો સમય જીવ રહી શકે તેનો ઉત્કૃષ્ટથી નિયમ નીચે મુજબ છે. અલ્પમાં અલ્પ વીર્યવ્યાપારવાળા પર્યાપ્તસૂક્ષ્મનિગોદના જઘન્યયોગસ્થાનકથી આરંભી સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ યોગસ્થાનકોમાંના કોઈ પણ યોગસ્થાને જીવ ઉત્કૃષ્ટથી ચાર સમય સુધી રહી શકે છે. ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં પાંચ સમય, ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં છ સમય, ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં સાત સમય, ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં આઠસમય, ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં સાત સમય, ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં છ સમય ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં પાંચ સમય, ત્યાર પછીના તેટલા યોગસ્થાનોમાં ચાર સમય, ત્યારપછીના તેટલા યોગસ્થાનોમાં ત્રણ સમય, ત્યાર પછીના ઉત્કૃષ્ટયોગસ્થાન સુધીના તેટલા યોગસ્થાનોમાં બે સમય સુધી જીવ રહી શકે છે. તે તે યોગસ્થાનોમાં સ્થિર રહેવાનો જેટલો કાળ બતાવવામાં આવેલ છે તેટલો કાલ પૂર્ણ થતાં અવશ્ય અન્ય યોગસ્થાને જાય છે. જઘન્યથી દરેક યોગસ્થાનમાં રહેવાનો કાળ એક સમય છે.

કાળદ્વારમાં યોગસ્થાનોનો કાળ કહ્યા બાદ પ્રસંગવશાત્ તે યોગસ્થાનોમાં ક્યાં યોગસ્થાનો

કેટલા છે તે જાણવા તે યોગસ્થાનોનું અલ્પબહુત્વ આપવામાં આવેલ છે. તે આ પ્રમાણે છે—આઠ સમયવાળા યોગસ્થાનો સર્વથી થોડા છે, એટલે કે જે યોગસ્થાનોમાં નિરંતર વધારેમાં વધારે આઠ સમય સુધી ટકી શકાય છે તે યોગસ્થાનો સાત સમયવાળા છ સમયવાળા વગેરે અન્ય સર્વ યોગસ્થાનોની અપેક્ષાએ થોડા છે. આનું કારણ એ છે કે જેમાં વધારે સમય ટકી શકાય તેવા યોગસ્થાનો તથાસ્વભાવે થોડા જ હોય છે. તેનાથી એટલે કે આઠ સમય સુધી રહેનારા યોગસ્થાનોથી ઉભય તરફના સાત સમય સુધી રહેનારા યોગસ્થાનો અસંખ્ય ગુણુ છે. પરસ્પર બન્ને પ્રકારના યોગ્યસ્થાનોની સંખ્યા સમાન છે. તેનાથી ઉભય તરફના છ સમય સુધી રહેનારા યોગસ્થાનો અસંખ્યગુણુ છે. પરસ્પર તુલ્ય છે. તેનાથી ઉભય તરફના પાંચ સમયવાળા યોગસ્થાનો અસંખ્યગુણુ છે. પરસ્પર તુલ્ય છે. તેનાથી ઉભય તરફના ચાર સમયવાળા યોગસ્થાનો અસંખ્યગુણુ છે. પરસ્પર તુલ્ય છે. તેનાથી ત્રણ સમયવાળા અને બે સમયવાળા યોગસ્થાનો અનુક્રમે અસંખ્યગુણુ છે.

**(૧૦) અલ્પબહુત્વદ્વાર**—આ દ્વારમાં કયા જીવોને કેટલો યોગ હોય છે એ જણાવવા જીવગતયોગને આશ્રીને અલ્પબહુત્વ બતાવવામાં આવેલ છે. અલ્પબહુત્વ આ પ્રમાણે છે:—

(૧) ભવપ્રથમસમયે વર્તમાન લબ્ધિ–અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદ જીવનો જઘન્યયોગ સર્વથી અલ્પ.
(૨) તેનાથી ભવપ્રથમસમયે વર્તમાન લબ્ધિ–અપર્યાપ્ત બાદર–એકેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૩) તેનાથી ભવપ્રથમસમયે વર્તમાન લબ્ધિ–અપર્યાપ્ત બેઈન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૪) તેનાથી ભવપ્રથમસમયે વર્તમાન લબ્ધિ-અપર્યાપ્ત તેઈન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૫) તેનાથી ભવપ્રથમસમયે વર્તમાન લબ્ધિ–અપર્યાપ્ત ચઉરિન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૬) તેનાથી ભવપ્રથમસમયે વર્તમાન લબ્ધિ–અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૭) તેનાથી ભવપ્રથમસમયે વર્તમાન લબ્ધિ–અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૮) તેનાથી લબ્ધિ–અપર્યાપ્ત સૂક્ષ્મ–એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણુ.
(૯) તેનાથી લબ્ધિ–અપર્યાપ્ત બાદર–એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણુ.
(૧૦) તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ–એકેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૧૧) તેનાથી પર્યાપ્ત બાદર–એકેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યગુણુ.
(૧૨) તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ–એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણુ.
(૧૩) તેનાથી પર્યાપ્ત બાદર–એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણુ.
(૧૪) તેનાથી લબ્ધિ–અપર્યાપ્ત બેઈન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણુ.
(૧૫) તેનાથી લબ્ધિ–અપર્યાપ્ત તેઈન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણુ.
(૧૬) તેનાથી લબ્ધિ–અપર્યાપ્ત ચઉરિંદ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણુ.

(૧૭) તેનાથી લબ્ધિ-અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણ.
(૧૮) તેનાથી લબ્ધિ-અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણ.
(૧૯) તેનાથી પર્યાપ્ત બેઇંદ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણ.
(૨૦) તેનાથી પર્યાપ્ત તેઈંદ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણ.
(૨૧) તેનાથી પર્યાપ્ત ચઉરિંદ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણ.
(૨૨) તેનાથી પર્યાપ્ત અસંજ્ઞિ-પંચેંદ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણ.
(૨૩) તેનાથી પર્યાપ્ત સંજ્ઞિ-પંચેંદ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યગુણ.

અહિં સ્થાનદ્વારગત યોગસ્થાન દ્વારનો પ્રથમ પેટા વિભાગ, કે જેમાં કર્મપ્રકૃતિમાંથી ઉદ્ધૃત ગાથાઓને આશ્રીને સંક્ષેપથી વિવિધ દષ્ટિએ યોગનું નિરૂપણ કરવામાં આવેલ છે, તે પૂર્ણ થાય છે. હવે યોગસ્થાનદ્વારનો દ્વિતીય પેટાવિભાગ શરૂ થાય છે. આમાં વિસ્તારથી વિવિધ દૃષ્ટિએ યોગનું નિરૂપણ કરવામાં આવેલ છે. આ વિભાગનું નિરૂપણ પ્રથમ **સત્પદ, પ્રમાણ** અને **અલ્પબહુત્વ** એ ત્રણ દ્વારોથી અને બાદ **અવિભાગ, વર્ગણા, સ્પર્ધક, અન્તર, સ્થાન, સમય, વૃદ્ધિ** અને **અલ્પબહુત્વ** એ આઠ દ્વારો વડે કરવામાં આવેલ છે. અહીં એ ખાસ ખ્યાલમાં રાખવાની જરૂર છે કે અવિભાગ વગેરે દ્વારોનું નિરૂપણ પ્રથમ પેટાવિભાગમાં આવી ગયું છે, પણ ત્યાં સંક્ષેપથી છે, જ્યારે અહિં એ દ્વારોનું નિરૂપણ વિસ્તારથી કરવામાં આવેલ છે. આ બીજો પેટાવિભાગ પૂર્ણ થયા બાદ સ્થાનદ્વાર-ગત પ્રદેશબંધસ્થાનનું નિરૂપણ શરૂ થાય છે. અહીં સ્થાનદ્વાર પૂર્ણ થાય છે. બાદ ત્રીજું સ્વામિત્વદ્વાર આવે છે.

અહીંથી દરેક દ્વારમાં સામાન્યથી અને વિશેષથી એમ બે પ્રકારે નિરૂપણ કરવામાં આવેલ છે. સામાન્યથી નિરૂપણ એટલે કે કોઈપણ જાતના જીવોના ભેદ વિના જીવ સામાન્યને આશ્રીને આઠ કર્મોના પ્રદેશબંધ વિશે નિરૂપણ. વિશેષથી નિરૂપણ એટલે ૧૭૦ માર્ગણાઓમાં×તે તે માર્ગણા વિશે રહેલા જીવોને આશ્રીને આઠ કર્મોના પ્રદેશબંધ વિશે નિરૂપણ.

તેમાં પ્રથમ પ્રદેશબંધ કેટલા પ્રકારે છે તે જાણવાની જરૂર છે. પ્રદેશબંધ ચાર પ્રકારે છે. (૧) ઉત્કૃષ્ટ પ્રદેશબંધ, (૨) અનુત્કૃષ્ટ પ્રદેશબંધ, (૩) જઘન્ય પ્રદેશબંધ, (૪) અજઘન્ય પ્રદેશબંધ.

ઉત્કૃષ્ટ સિવાયના દરેક પ્રદેશબંધને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ તથા જઘન્ય સિવાયના દરેક પ્રદેશબંધને અજઘન્ય પ્રદેશબન્ધ કહેવાય. અનુત્કૃષ્ટ અને અજઘન્ય પ્રદેશબન્ધ સર્વદા સુલભ

---

× યદ્યપિ માર્ગણાઓ ૧૭૪ છે, પણ ૪ માર્ગણાઓમાં સકષાય પ્રદેશબંધ નથી થતો. આ ગ્રંથમાં સકષાય પ્રદેશબંધનું નિરૂપણ કરવામાં આવેલ છે. આથી ૪ માર્ગણાઓ અહીં છોડી દેવામાં આવી છે.

હોવાથી આ બે પ્રદેશબન્ધોની સ્વામિત્વદ્વારોમાં વિચારણા કરવામાં નથી આવી. શેષ સર્વ દ્વારોમાં આ બે પ્રદેશબંધોની પણ વિચારણા કરવામાં આવી છે.

હવે અહીં પ્રસ્તુત સ્વામિત્વ દ્વારમાં ઉત્કૃષ્ટ પ્રદેશબંધ અને જઘન્ય પ્રદેશબંધ એ બે પ્રકારના પ્રદેશબંધને આશ્રીને નિરૂપણ થવાનું છે. આથી અહીં સર્વ પ્રથમ ઉત્કૃષ્ટ પ્રદેશબંધ અને જઘન્ય પ્રદેશબંધ એટલે શું તથા તે કયા કારણોથી થાય તે સમજી લેવાની જરૂર. જેથી આગળના દરેક દ્વારોના વિષયોનું શીઘ્ર જ્ઞાન થઈ શકે. ઉત્કૃષ્ટ પ્રદેશબંધ એટલે વધારેમાં વધારે પ્રદેશોનો બંધ. જઘન્ય પ્રદેશબંધ એટલે ઓછામાં ઓછા પ્રદેશોનો બંધ.

ઉત્કૃષ્ટ પ્રદેશબંધમાં અધિકયોગ અને અલ્પપ્રકૃતિબંધ એમ મુખ્ય બે કારણ છે. પૂર્વે દલવિભાજનદ્વારમાં આપણે વિચારી ગયા કે કર્મબંધમાં મિથ્યાત્વાદિ ચાર કારણો બતાવેલા છે તે સામાન્ય કર્મબંધને આશ્રીને છે. પણ વિશેષથી પ્રદેશબંધમાં યોગ કારણ છે. આથી જેમ જેમ યોગ અધિક તેમ તેમ કર્મદલિકો અધિક બંધાય. એટલે પ્રસ્તુતમાં ઉત્કૃષ્ટ પ્રદેશ-બન્ધમાં અધિક યોગ એ મુખ્ય કારણ છે. તથા પૂર્વે દલવિભાજન દ્વારમાં જ આપણે એ પણ વિચારી ગયા કે વિવક્ષિત સમયે જેટલા કર્મદલિકો બંધાય તેટલાની તે સમયે જેટલી પ્રકૃતિનો બંધ થાય તેટલી પ્રકૃતિઓમાં વહેંચણી થાય છે. આથી એ સિદ્ધ થાય છે કે જેમ જેમ પ્રકૃતિઓ ઓછી બંધાય તેમ તેમ ભાગ ઓછા થવાથી તે તે કર્મના ભાગમાં અધિક દલિકો આવે. દા. ત. ઉત્કૃષ્ટ યોગથી આયુષ્ય સાથે બંધાતા જ્ઞાનાવરણાદિના ભાગે આઠમા ભાગે દલિકો આવે, આયુષ્ય વિના બંધાતા જ્ઞાનાવરણાદિના ભાગે સાતમા ભાગે દલિક આવે, તથા શ્રેણીમાં સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે છ પ્રકૃતિ બાંધતા જ્ઞાનાવરણાદિના ભાગે છઠ્ઠા ભાગે દલિક આવે. આથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધમાં અલ્પ પ્રકૃતિબંધ પણ કારણ છે. ઉત્કૃષ્ટ પ્રદેશબંધના કારણોથી વિપરીત કારણો, એટલે કે અલ્પયોગ અને અધિક પ્રકૃતિબંધ જઘન્ય પ્રદેશબંધના કારણો છે. કારણ કે જેમ જેમ યોગ અલ્પ તેમ તેમ કર્મદલિકો અલ્પ બંધાય તથા જેમ જેમ અધિક પ્રકૃતિઓનો બંધ થાય તેમ તેમ પ્રદેશબંધની વહેંચણીમાં ભાગ વધી જવાથી તે તે કર્મના ભાગે ન્યૂન દલિકો આવે.

## ૩ સ્વામિત્વ દ્વાર

ત્રીજા સ્વામિત્વદ્વારમાં સામાન્યથી અને વિશેષથી ઉત્કૃષ્ટ પ્રદેશ બંધના અને જઘન્ય પ્રદેશબંધના સ્વામી કોણ છે, એટલે કે ઉત્કૃષ્ટપ્રદેશબંધ અને જઘન્ય પ્રદેશબંધ કયા જીવો કરે છે એ બતાવવામાં આવ્યું છે. હવે આપણે સામાન્યથી આઠ કર્મના સ્વામી કોણ બને છે અને શા માટે બને છે તે વિચારીએ. મોહનીય અને આયુષ્ય વિના **જ્ઞાનાવરણ આદિ છ કર્મોના** ઉત્કૃષ્ટપ્રદેશબંધના સ્વામી ઉત્કૃષ્ટયોગવાળા, સૂક્ષ્મસંપરાય ગુણસ્થાને રહેલા, ઉપશામક કે ક્ષપક જીવો બને છે. પૂર્વે આપણે વિચારી ગયા કે ઉત્કૃષ્ટપ્રદેશબંધ અધિકયોગ અને અલ્પપ્રકૃતિબંધથી થાય છે. અનેક પ્રકારના જીવોમાં

પર્યાપ્તસંજ્ઞી જીવને અધિકયોગ હોય છે. પર્યાપ્તસંજ્ઞી જીવોમાં પણ યોગની તરતમતા હોય છે. આથી અહીં ઉત્કૃષ્ટપ્રદેશબન્ધના સ્વામી ઉત્કૃષ્ટયોગવાળા હોય એમ કહ્યું. ઉત્કૃષ્ટયોગ હોય પણ આઠેય પ્રકૃતિઓનો બંધ થતો હોય તો પણ ઉત્કૃષ્ટપ્રદેશબંધ ન થાય. માટે જેમ બને તેમ અલ્પ પ્રકૃતિ બાંધનાર હોવા જોઈએ. ઓછામાં ઓછી પ્રકૃતિ છ બંધાય છે. છથી ન્યૂન પ્રકૃતિઓનો બંધ થતો નથી. યદ્યપિ કેવળ વેદનીયનો ૧૧થી૧૩ ગુણસ્થાનકે બંધ થાય છે, પણ તે બંધ કષાય રહિત છે, જ્યારે અહીં સકષાય બંધને આશ્રીને નિરૂપણ છે. ઓછામાં ઓછી છ પ્રકૃતિઓનો બંધ શ્રેણિમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે થાય છે. ત્યાં વર્તમાન જીવ ઉપશામક યા ક્ષપક જ હોય છે. આથી આઠ કે સાત પ્રકૃતિને બાંધનાર ઉત્કૃષ્ટયોગવાળા જીવોનો વ્યવચ્છેદ કરવા અહીં ઉત્કૃષ્ટપ્રદેશબંધના સ્વામી ઉત્કૃષ્ટયોગવાળા અને તે પણ ઉપશામક યા ક્ષપક જ હોય એમ કહ્યું.

**મોહનીયકર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધસ્વામી** ઉત્કૃષ્ટયોગવાળા, સાત પ્રકૃતિઓને બાંધનાર, સમ્યગ્દષ્ટિ, કે મિથ્યાદષ્ટિ પર્યાપ્ત સંજ્ઞી જીવો બને છે. મોહનીયના બંધકાળે ઓછામાં ઓછી સાત પ્રકૃતિઓ બંધાય છે એથી અહીં સાત પ્રકૃતિઓને બાંધનાર એમ કહ્યું. ઉત્કૃષ્ટયોગ પર્યાપ્ત સંજ્ઞી જીવોમાં જ હોય આથી અહીં ઉત્કૃષ્ટપ્રદેશબન્ધના સ્વામી જીવનું પર્યાપ્ત સંજ્ઞી એવું વિશેષણ મુકયું. પર્યાપ્તસંજ્ઞી જીવો મિથ્યાદષ્ટિ અને સમ્યગ્દષ્ટિ એમ બંને પ્રકારના હોવાથી અહીં સમ્યગ્દષ્ટિ કે મિથ્યાદષ્ટિ એમ કહ્યું.

જે જીવો મોહનીયના ઉત્કૃષ્ટપ્રદેશબન્ધના સ્વામી બને છે તે જ જીવ આયુષ્ય કર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધના સ્વામી બને છે. પણ આયુષ્ય કર્મના બંધકાળે આઠેય કર્મો બંધાતા હોવાથી સાતપ્રકૃતિઓને બાંધનાર એમ ન કહેવું. આ પ્રમાણે સામાન્યથી આઠ કર્મોમાં ઉત્કૃષ્ટપ્રદેશ-બન્ધના સ્વામીનો વિચાર કર્યો. હવે વિશેષથી માર્ગણાઓમાં ઉત્કૃષ્ટપ્રદેશબન્ધના સ્વામી વિશે વિચાર કરવાનો રહ્યો.

દરેક માર્ગણાઓમાં આ વિચાર ટીકાગ્રંથમાં કર્યો છે અને અહીં કરવા જતાં પુસ્તકનું કદ ઘણું વધી જાય આથી વિશેષથી એટલે કે માર્ગણાઓમાં કરવામાં આવતા નિરૂપણનો આછો ખ્યાલ આવે એ માટે વૈક્રિયમિશ્ર માર્ગણામાં વિચારીએ. વૈક્રિયમિશ્રમાર્ગણામાં સાત કર્મો જ બંધાય છે એથી સાત કર્મોને આશ્રીને જ વિચાર કરવાનો રહ્યો. તે આ પ્રમાણે-વૈક્રિયમિશ્રમાર્ગણામાં સાત કર્મોના ઉત્કૃષ્ટપ્રદેશબંધના સ્વામી માર્ગણાના ચરમસમયે વર્ત-માન જ જીવો બને છે, તેમાં પણ ઉત્કૃષ્ટયોગી જીવો જ બને છે. આનું કારણ એ છે કે માર્ગણાના પ્રારંભથી જ પ્રતિસમય અસંખ્યગુણ યોગની વૃદ્ધિ થયા કરે છે એટલે વધારેમાં વધારે યોગ માર્ગણાના ચરમસમયે આવે છે. આજ પ્રમાણે ૧૭૦ માર્ગણાઓમાં ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામી વિશે નિરૂપણ છે. આઠેય કર્મોમાં સામાન્યથી અને વિશેષથી ઉત્કૃષ્ટપ્રદેશ-બંધસ્વામિવિષયક નિરૂપણ કર્યા બાદ આઠ કર્મોમાં સામાન્યથી અને વિશેષથી જઘન્યપ્રદેશ-બંધસ્વામિવિષયક નિરૂપણ કરીને ત્રીજા સ્વામિત્વદ્વારની સમાપ્તિ કરવામાં આવી છે.

## ૪ સાદ્યાદિદ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટ પ્રદેશબંધ, અનુત્કૃષ્ટ પ્રદેશબંધ, જઘન્ય પ્રદેશબંધ, અજઘન્ય પ્રદેશ બંધ એ ચાર પ્રકારના બંધનો આદિ, અનાદિ, ધ્રુવ, અધ્રુવ એ ચાર ભાંગાને આશ્રીને વિચાર કરવામાં આવેલ છે. ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો અને જઘન્ય પ્રદેશબંધનો અર્થ પૂર્વે કહેલ છે. ઉત્કૃષ્ટ પ્રદેશબંધ સિવાયના સર્વ પ્રકારના જઘન્ય મધ્યમ વગેરે પ્રદેશબંધો અનુત્કૃષ્ટપ્રદેશ-બંધ. તે જ પ્રમાણે જઘન્યપ્રદેશબંધ સિવાયના સર્વ પ્રકારના ઉત્કૃષ્ટ મધ્યમ વગેરે પ્રદેશબંધો અજઘન્ય પ્રદેશબંધ. સાદિ વગેરે ચાર ભાંગાનો અર્થ આ પ્રમાણે–વિચ્છિન્ન થયા બાદ કે અભૂતપૂર્વ જે બંધનો પ્રારંભ થાય તે ઉત્કૃષ્ટાદિ પ્રદેશબંધ સાદિ કહેવાય છે. જે બંધ અનાદિકાળથી સતત થાય છે તે બંધ અનાદિ. જે બંધનો ક્યારે પણ વિચ્છેદ નથી થયો અને ભવિષ્યમાં ક્યારે પણ નહિ થાય તે બંધ ધ્રુવ કહેવાય છે. જે બંધનો ભવિષ્યમાં વિચ્છેદ થશે તે બંધને અધ્રુવ કહેવામાં આવે છે. હવે આ ઉત્કૃષ્ટાદિ ચાર પ્રકારના પ્રદેશબંધમાં ક્યા ક્યા ભાંગા ઘટે છે તે સામાન્યથી આ પ્રમાણે–મોહનીય અને આયુષ્ય વિના છ કર્મોના અનુત્કૃષ્ટબંધમાં ચારે ભાંગા અને શેષ ત્રણ બંધમાં સાદિ અને અધ્રુવ એમ બે ભાંગા, તથા મોહનીય અને આયુષ્ય કર્મના ચારે પ્રકારના બંધમાં સાદિ અને અધ્રુવ એમ બે ભાંગા ઘટે છે. વિશેષથી આ પ્રમાણે–ભવ્ય માર્ગણામાં છ કર્મોના અનુત્કૃષ્ટબંધમાં ધ્રુવ સિવાયના ત્રણ, શેષ ત્રણ પ્રકારના બંધ સાદિ સાન્ત, તથા મોહનીય અને આયુષ્યકર્મમાં ચારે પ્રકારના બંધ સાદિ સાંત. અચક્ષુદર્શન માર્ગણામાં આઠે કર્મોના ચારે પ્રકારના બંધમાં ઓઘની જેમ કહેવું. શેષ સર્વ માર્ગણાઓમાં જે માર્ગણામાં જેટલા કર્મો બંધાતા હોય તે સર્વ કર્મોના ચારે પ્રકારના બંધમાં સાદિ અને અધ્રુવ એમ બે ભાંગા ઘટે છે.

## (૫) કાલદ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય એ ચાર બંધોમાં પ્રત્યેક બંધ ઉત્કૃષ્ટથી અને જઘન્યથી નિરંતર કેટલો કાળ સુધી થાય તેનો વિચાર કરવામાં આવેલ છે. સામાન્યથી કાળ આ પ્રમાણે છે.–સાતકર્મોના ઉત્કૃષ્ટપ્રદેશબંધનો જઘન્યકાળ એકસમય, ઉત્કૃષ્ટ-કાળ બે સમય, અનુત્કૃષ્ટપ્રદેશબંધનો જઘન્યકાળ એકસમય, ઉત્કૃષ્ટકાળ મોહનીયને આશ્રીને અસંખ્ય પુદ્ગલ પરાવર્તો, છ કર્મોને આશ્રીને અનાદિધ્રુવ, અનાદિ અધ્રુવ અને સાદિ–અધ્રુવ છે. તેમાં સાદિ અધ્રુવનો કાળ દેશોનાર્ધપુદ્ગલપરાવર્ત પ્રમાણ છે. આયુષ્યના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો જઘન્યકાળ એક સમય, ઉત્કૃષ્ટકાળ બે સમય, અનુત્કૃષ્ટપ્રદેશબંધનો જઘન્યકાળ એક સમય, ઉત્કૃષ્ટકાળ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. આઠ કર્મોના જઘન્ય પ્રદેશબંધનો જઘન્ય અને ઉત્કૃષ્ટ કાળ એક સમય પ્રમાણ છે. આયુષના અજઘન્યપ્રદેશ બંધનો જઘન્ય અને ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્ત, તથા સાતકર્મોના અજઘન્ય પ્રદેશબંધનો જઘન્યકાળ સમયન્યૂન ક્ષુલ્લકભવ, ઉત્કૃષ્ટકાળ અસંખ્યલોક અથવા શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. અહીં જે બંધનો જેટલો કાળ બતાવ્યો

છે તેટલા કાળ સુધી તે બંધ થયા બાદ અવશ્ય અટકી જાય છે. અટક્યા બાદ તુરત બીજા જ સમયે એ જ બંધ થાય એ બને પણ અટકે અવશ્ય. એ રીતે ટીકાગ્રંથમાં ૧૭૦ માર્ગણાઓમાં હેતુપુરસ્સર વિચારેલ છે તે ટીકા જોવાથી ખ્યાલ આવશે.

## (૬) અન્તર દ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય એમ ચાર પ્રકારના બંધના અંતરકાલની જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એમ બે રીતે વિચારણા કરવામાં આવી છે, એટલે કે કોઈ પણ એક બંધ થઇ ગયા પછી તે જ સતત ન થાય તો ઓછામાં ઓછા જેટલા કાળ સુધી ન થાય તે જઘન્ય અંતરકાલ, અને વધારેમાં વધારે જેટલો કાળ ન થાય તે ઉત્કૃષ્ટ અંતરકાલ, તેની અહીં વિચારણા કરવામાં આવી છે. તે ઓઘથી આ પ્રમાણે છે. આઠેય કર્મોના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના અને અનુત્કૃષ્ટપ્રદેશબંધના અંતરનો જઘન્યકાળ એક સમય, મોહનીય અને આયુષ્ય વિના છ કર્મોના ઉત્કૃષ્ટપ્રદેશબંધના અંતરનો ઉત્કૃષ્ટકાળ અર્ધપુદ્ગલપરાવર્ત, મોહનીય અને આયુષ્ય કર્મના ઉત્કૃષ્ટપ્રદેશબન્ધના અંતરનો ઉત્કૃષ્ટકાળ અસંખ્ય પુદ્ગલપરાવર્તો છે. આયુષ્ય વિના સાત કર્મોના અનુત્કૃષ્ટ પ્રદેશબન્ધના અંતરનો ઉત્કૃષ્ટકાળ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. આયુષ્યના અનુત્કૃષ્ટપ્રદેશબંધનો ઉત્કૃષ્ટ અંતરકાળ સાધિક તેત્રીશ સાગરોપમ છે. આઠેય કર્મોના જઘન્ય પ્રદેશબંધનું જઘન્ય અંતર સમયન્યૂન ક્ષુલ્લક ભવ, ઉત્કૃષ્ટ અંતર અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ અથવા સૂચિશ્રેણના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. સાત કર્મોના અજઘન્ય પ્રદેશબંધનું જઘન્ય અંતર એકસમય, ઉત્કૃષ્ટ અંતર અંતર્મુહૂર્ત, આયુષ્યકર્મના અજઘન્યપ્રદેશબંધનું જઘન્ય અંતર અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ અંતર સાધિક તેત્રીશ સાગરોપમ પ્રમાણ થાય છે. જે પ્રદેશબંધનું જેટલા કાળનું અંતર બતાવવામાં આવેલ છે તેટલા કાળ સુધી તે પ્રદેશબંધ ન જ થાય અને તેટલો કાળ ગયા બાદ અવશ્ય પુનઃ તે બંધ થાય છે. પ્રસ્તુત વિચારણા માર્ગણાઓમાં પણ કરી છે. તેના તથા હેતુઓના વિશેષ જ્ઞાન માટે વૃત્તિગ્રંથ જોવાની ભલામણ છે.

## (૭) સંનિકર્ષદ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટ પ્રદેશબંધ અને જઘન્યપ્રદેશબંધ એ બે પ્રકારના બંધને આશ્રીને સંનિકર્ષ વિચારવામાં આવેલ છે. અર્થાત્ વિવક્ષિતકર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધને કરતો જીવ અન્ય કર્મોનો ઉત્કૃષ્ટપ્રદેશબંધ કરે છે કે અનુત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે ? અનુત્કૃષ્ટપ્રદેશ બન્ધ કરે છે તો ઉત્કૃષ્ટપ્રદેશબંધથી કેટલો હીન કરે છે ? અસંખ્યાતભાગહીન કરે છે ? સંખ્યાતભાગહીન કરે છે ? સંખ્યાતગુણહીન કરે છે ? કે અસંખ્યગુણહીન કરે છે ? તે બતાવવામાં આવેલ છે. તથા વિવક્ષિતકર્મના જઘન્યપ્રદેશબંધને કરતો જીવ અન્ય કર્મોનો જઘન્યપ્રદેશબંધ કરે છે કે અજઘન્ય પ્રદેશબંધ કરે છે ? અજઘન્ય પ્રદેશબંધ કરે છે તો જઘન્યપ્રદેશબંધથી કેટલોઅધિક કરે છે ? અસંખ્યાતભાગ અધિક કરે છે ? સંખ્યાતભાગ અધિક કરે છે ? સંખ્યાતગુણ અધિક કરે

છે ? કે અસંખ્યાતગુણ અધિક કરે છે એ બતાવવામાં આવેલ છે. ઓઘથી અને માર્ગણા-ઓમાં આ પ્રમાણે સન્નિકર્ષ વૃત્તિગ્રંથમાં કરેલો છે. ઓઘથી આ પ્રમાણે – મોહનીય અને આયુષ્ય વિના છ કર્મોમાં ગમે તે એક કર્મના ઉત્કૃષ્ટપ્રદેશબન્ધને કરતો જીવ મોહનીય અને આયુષ એ બે કર્મોનો બંધ નથી કરતો, અને શેષ પાંચ કર્મોનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે. મોહનીય કર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધને કરતો જીવ આયુષ્યનો બંધ નથી કરતો, શેષ સાત કર્મોનો સંખ્યાતભાગન્યૂન અનુત્કૃષ્ટપ્રદેશબંધ કરે છે. આયુષ્ય કર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધને કરતો જીવ શેષ સાત કર્મોનો સંખ્યાતભાગન્યૂન અનુત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે. સાતકર્મોમાં ગમે તે એક કર્મના જઘન્યપ્રદેશબંધને કરતો જીવ આયુષ્યનો બંધ નથી કરતો અને શેષ છ કર્મોનો જઘન્ય પ્રદેશબંધ જ કરે છે. આયુષ્યના જઘન્યપ્રદેશબંધને કરતો જીવ શેષ છ કર્મોનો અસંખ્યગુણાધિક અજઘન્ય પ્રદેશબંધ જ કરે છે.

## (૮) ભંગવિચયદ્વાર

આ દ્વારમાં 'એક બન્ધક' વગેરે આઠ ભંગ બતાવીને ઉત્કૃષ્ટપ્રદેશબંધ, અનુત્કૃષ્ટપ્રદેશબંધ, જઘન્યપ્રદેશબંધ અને અજઘન્યપ્રદેશબંધ એ ચાર પ્રકારના બંધમાં તે ભાંગાઓ કેટલા કેટલા ઘટે છે તેનો વિચાર કરવામાં આવેલ છે. આઠ ભંગ આ પ્રામાણે છે (૧) એક બંધક (૨) એક અબંધક (૩) સર્વે બંધક (૪) સર્વે અબંધક (૫) એક બંધક એક અબંધક (૬) એક બંધક અનેક અબંધક (૭) અનેક બન્ધક એક અબન્ધક (૮) અનેક બંધક અનેક અબંધક. ઓઘથી આઠકર્મોમાં ભાંગાઓ નીચે મુજબ છે—આઠ કર્મોમાં પ્રત્યેક કર્મના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના ચોથો, છઠ્ઠો અને આઠમો એ ત્રણ ભંગ, અનુત્કૃષ્ટપ્રદેશબન્ધના ત્રીજો, સાતમો અને આઠમો એ ત્રણ ભંગ, તથા જઘન્યપ્રદેશબંધનો અને અજઘન્યપ્રદેશ-બંધનો આઠમો જ ભંગ હોય છે. હવે પછીના બધા દ્વારોનું નિરૂપણ અનેક જીવોને આશ્રયીને છે.

## (૯) ભાગદ્વાર

આ દ્વારમાં કોઈ એક કર્મને આશ્રીને જ્યારે વધારેમાં વધારે જીવો ઉત્કૃષ્ટપ્રદેશબંધ કરતા હોય ત્યારે તે ઉત્કૃષ્ટપ્રદેશબંધક જીવોના અને શેષ અનુત્કૃષ્ટપ્રદેશબંધક જીવોના ભાગ પાડતાં ઉત્કૃષ્ટપ્રદેશબંધક જીવો કેટલા ભાગોમાં હોય છે અને અનુત્કૃષ્ટપ્રદેશબંધક જીવો કેટલા ભાગોમાં હોય તેનો વિચાર, તે જ પ્રામાણે કોઇ એક કર્મને આશ્રીને વધારેમાં વધારે જીવો જઘન્યપ્રદેશબંધ કરતા હોય ત્યારે તે જઘન્યપ્રદેશબંધક જીવોના અને શેષ અજઘન્યપ્રદેશબંધક જીવોના ભાગ પાડતાં જઘન્યપ્રદેશબંધક જીવો કેટલા ભાગોમાં હોય છે અને અજઘન્યપ્રદેશ બંધક જીવો કેટલા ભાગોમાં હોય છે તેનો વિચાર કરવામાં આવેલ છે. તે ઓઘથી નીચે મુજબ છે –

આઠકર્મોમાં પ્રત્યેક કર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધક જીવો ઉત્કૃષ્ટપદે વર્તમાન હોય ત્યારે ઉત્કૃષ્ટપ્રદેશબંધક જીવો, એક અનંતમાં ભાગે હોય છે એટલે કે અનંતમા ભાગ પ્રમાણ હોય છે, અનુત્કૃષ્ટપ્રદેશબંધક જીવો અનંત ભાગો હોય છે એટલે કે અનંત બહુભાગ પ્રમાણ હોય છે. તથા આઠ કર્મોમાં પ્રત્યેક કર્મના જઘન્યપ્રદેશબંધક જીવો ઉત્કૃષ્ટપદે વર્તમાન હોય ત્યારે જઘન્યપ્રદેશબંધક જીવો એક અસંખ્યાતમા ભાગપ્રમાણ અને અજઘન્યપ્રદેશબંધક જીવો અસંખ્યાતબહુભાગ પ્રમાણ હોય છે.

## (૧૦) પરિમાણ દ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટપ્રદેશબંધક, અનુત્કૃષ્ટપ્રદેશબંધક, જઘન્યપ્રદેશબંધક અજઘન્યપ્રદેશ–બંધક એ ચાર પ્રકારના જીવોમાં પ્રત્યેકવિધ જીવોનું પરિમાણ–સંખ્યા (સંખ્યાતા છે યા અસંખ્યાતા છે કે અનંતા છે તે) બતાવવામાં આવેલ છે. તે આ પ્રમાણે – ઉત્કૃષ્ટપ્રદેશબંધક જીવો મોહનીય અને આયુષ્યને આશ્રીને અસંખ્યાતા તથા શેષ છ કર્મોને આશ્રીને સંખ્યાતા છે. અનુત્કૃષ્ટપ્રદેશબંધક, જઘન્યપ્રદેશબંધક અને અજઘન્યપ્રદેશબંધક જીવો આઠેય કર્મોને આશ્રીને અનંતા છે.

## (૧૧) ક્ષેત્રદ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટપ્રદેશબંધક વગેરે પ્રકારના જીવોમાં કયા જીવોનું કેટલુ ક્ષેત્ર હોય છે અર્થાત્ કેટલા ક્ષેત્રને રોકે છે તેનું નિરૂપણ કરવામાં આવેલ છે. ઓઘથી ક્ષેત્રનું નિરૂપણ નીચે મુજબ છે. – આઠકર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધક જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં તથા અનુત્કૃષ્ટ પ્રદેશબંધક જઘન્યપ્રદેશબંધક અને અજઘન્યપ્રદેશબંધક જીવો સંપૂર્ણ લોકમાં વર્તે છે.

## (૧૨) સ્પર્શનાદ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટબંધક વગેરે ચાર પ્રકારના જીવોમાં કયા જીવો કેટલા ક્ષેત્રની સ્પર્શના કરે છે તે જણાવવામાં આવેલ છે. અહીં એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે ક્ષેત્રદ્વાર વર્તમાન વિષયક અર્થાત્ વિવક્ષિતએકસમયવિષયક છે, જ્યારે સ્પર્શનામાં અતીતાદિ કાળ વિષય બને છે. અર્થાત્ ક્ષેત્રદ્વારમાં કેવળ વર્તમાન કાળમાં ઉત્કૃષ્ટપ્રદેશબંધક આદિ જીવોનું ક્ષેત્ર કેટલું હોય છે તે વિચારવામાં આવે છે અને સ્પર્શના દ્વારમાં અનંત ભૂત કાળમાં ગમનાગમન વગેરેથી કેટલા ક્ષેત્રની સ્પર્શના કરે છે એ વિચારવામાં આવે છે. આથી યથાસંભવ તે તે જીવોના ક્ષેત્રના પ્રમાણથી સ્પર્શનાનું પ્રમાણ ઘણું જ વધી જાય છે. ઓઘથી સ્પર્શનાનું પ્રમાણ નીચે મુજબ છે.–ઉત્કૃષ્ટપ્રદેશબંધક જીવો આયુષ્યને આશ્રીને આઠ રજ્જુ પ્રમાણક્ષેત્રને, મોહનીય આશ્રીને સંપૂર્ણલોકને, શેષ છ કર્મોને આશ્રીને લોકના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ક્ષેત્રને, તથા અનુત્કૃષ્ટપ્રદેશબંધક જઘન્યપ્રદેશબંધક અને અજઘન્ય-પ્રદેશબંધક જીવો આઠેય કર્મોને આશ્રીને સંપૂર્ણ વિશ્વને સ્પર્શે છે.

## ( ૧૩ ) કાલદ્વાર

પૂર્વે પાંચમા કાળ દ્વારમાં જે પ્રકારે કાળની વિચારણા કરવામાં આવી છે તે પ્રમાણે આ કાળદ્વારમાં પણ કાળની વિચારણા કરવામાં આવી છે. તફાવત માત્ર એટલો જ છે કે પાંચમા કાળદ્વારમાં કાળની વિચારણા એકજીવને આશ્રીને તથા બન્ધને મુખ્ય કરીને કરવામાં આવી છે, જ્યારે અહીં કાળની વિચારણા અનેકજીવોને આશ્રીને તથા બન્ધને નહિ કિન્તુ બન્ધકજીવોને મુખ્ય કરીને કરવામાં આવી છે. ઓઘથી કાળ આ પ્રમાણે છે – આઠ કર્મોના ઉત્કૃષ્ટપ્રદેશબન્ધક જીવોનો જઘન્યકાળ એક સમય, મોહનીય અને આયુષ્ય વિના છ કર્મોના ઉત્કૃષ્ટપ્રદેશબન્ધકોનો ઉત્કૃષ્ટકાળ સંખ્યાતા સમયો અને મોહનીય તથા આયુષ્ય કર્મના ઉત્કૃષ્ટપ્રદેશબંધકોનો ઉત્કૃષ્ટકાળ આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સમયો છે. અહીં ઉત્કૃષ્ટપ્રદેશબન્ધકોનો જેટલો કાળ બતાવવામાં આવેલ છે તેટલા કાળસુધી ઉત્કૃષ્ટપ્રદેશબંધ ચાલુ જ હોય છે, કોઈને કોઈ જીવ ઉત્કૃષ્ટપ્રદેશબંધ કરતો જ હોય છે. તથા બતાવેલ કાળ પૂર્ણ થતાં અવશ્ય ઉત્કૃષ્ટબંધનો અભાવ થાય છે. વધારે નહિ તો ઓછામાં ઓછો એક સમય પણ અવશ્ય તેની હયાતી હોતી નથી. આઠેય કર્મોના અનુત્કૃષ્ટપ્રદેશબંધક જઘન્યપ્રદેશબન્ધક અને અજઘન્યપ્રદેશબન્ધક જીવોનો કાળ સર્વાદ્ધા એટલે કે તે જીવો સદા હોય છે. ક્યારે પણ આઠ કર્મોના અનુત્કૃષ્ટપ્રદેશબંધક આદિ જીવોનો અભાવ નથી હોતો.

## ( ૧૪ ) અન્તર દ્વાર

પૂર્વે છઠ્ઠા દ્વારમાં જે પ્રકારે અંતરની વિચારણા કરવામાં આવી છે તે પ્રમાણે આ અન્તરદ્વારમાં પણ અન્તરની વિચારણા કરવામાં આવી છે. પણ છઠ્ઠા અંતરદ્વારમાં અંતરની વિચારણા એક જીવને આશ્રીને તથા બન્ધને મુખ્ય કરીને કરવામાં આવી છે, જ્યારે અહીં અનેક જીવોને આશ્રીને તથા બન્ધકજીવોને મુખ્ય કરીને અંતરની ચિંતા કરવામાં આવી છે. ઓઘથી અંતરની પ્રરૂપણા આ પ્રમાણે છે–આઠ કર્મોના ઉત્કૃષ્ટપ્રદેશબન્ધક જીવોનું જઘન્ય અંતર એક સમય, ઉત્કૃષ્ટ અંતર શ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ સમયો છે. ઉત્કૃષ્ટથી શ્રેણિના અસંખ્યાતમાભાગ પ્રમાણ કાલ સુધી એકેય જીવ ઉત્કૃષ્ટપ્રદેશબંધ કરતો નથી. આઠ કર્મોના અનુત્કૃષ્ટપ્રદેશબંધક જઘન્યપ્રદેશબંધક અને અજઘન્યપ્રદેશબંધક જીવોનું અંતર નથી, અર્થાત્ ક્યારે પણ તે જીવોનો અભાવ નથી હોતો.

## ( ૧૫ ) ભાવદ્વાર

આ દ્વારમાં ઉત્કૃષ્ટાદિ પ્રદેશબંધ પાંચ પ્રકારના ભાવોમાંથી ક્યા ભાવથી થાય છે તેનું પ્રતિપાદન છે. કષાયયુક્ત જીવના અધ્યવસાય વિશેષ રૂપ ભાવો પાંચ પ્રકારના છે, તે આ પ્રમાણે,– ઔદયિક, પારિણામિક, ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક. કર્મના ઉદયથી થતો ભાવ તે ઔદયિક ભાવ. વસ્તુના પરિણામથી થતો ભાવ પારિણામિક ભાવ. કર્મના

ઉપશમથી થતો ભાવ ઔપશમિકભાવ. કર્મના ક્ષયથી થતો ભાવ ક્ષાયિકભાવ. કર્મના ક્ષયોપશમથી થતો ભાવ ક્ષાયોપશમિકભાવ. આ પાંચ પ્રકારના ભાવોમાંથી ઉત્કૃષ્ટાદિ પ્રદેશબંધ ઔદયિક ભાવથી થાય છે. મિથ્યાત્વ અવિરતિ, કષાય અને યોગ એ ચાર કારણોથી કર્મબંધ થાય છે. આ ચારે કારણો ઔદયિકભાવજન્ય છે. તે આ પ્રમાણે–મિથ્યાત્વ મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયથી થાય છે. અવિરતિ અપ્રત્યાખ્યાનાવરણ કષાયોના ઉદયથી થાય છે. ક્રોધાદિકષાયો કષાયમોહનીય કર્મના ઉદયથી થાય છે. મનોયોગ આદિ ત્રણે પ્રકારનો યોગ વ્યાપાર પણ વીર્યાંતરાયના ક્ષયોપશમ સહિત યોગજનક કર્મોના ઉદયથી થાય છે. આ પ્રમાણે કર્મબંધના કારણો મિથ્યાત્વાદિ કર્મના ઉદયથી થતાં હોવાથી ઔદયિક છે, એથી ઉત્કૃષ્ટાદિપ્રદેશબન્ધ ઔદયિકભાવથી થાય છે. આ દ્વાર અન્ય સર્વ દ્વારોથી ઘણું જ નાનું છે. પણ આ દ્વાર જેટલું નાનું છે એટલું જ અતિમહત્ત્વનું છે. કારણ કે આ દ્વાર આપણને એ બોધ આપે છે કે કર્મનો બંધ ઔદયિક ભાવથી થાય છે, એટલે આત્મામાં લાગેલી કર્મની કડીઓને કાપવી હોય તો આ ઔદયિક ભાવને કાઢવા કમ્મર કસ્યા વિના નહિ ચાલે.

## ( ૧૬ ) અલ્પબહુત્વદ્વાર

આ દ્વારમાં કર્મદલિક વગેરેનું અલ્પબહુત્વ બતાવવામાં આવેલ છે. તેમાં પ્રથમ ઉત્કૃષ્ટપ્રદેશબંધકાળે બંધાયેલા દલિકોને આશ્રીને બાદ જઘન્યપ્રદેશબંધકાળે બંધાયેલા દલિકોને આશ્રીને અલ્પબહુત્વનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, એટલે કે ક્યા કર્મના ભાગે દલિકો ઓછા અને કેટલા ઓછા કયા કર્મના ભાગે વધારે તથા કેટલા વધારે વગેરે બતાવેલ છે. ત્યારબાદ ઉત્કૃષ્ટપ્રદેશબંધક વગેરે બંધકજીવોને આશ્રીને અલ્પબહુત્વનું નિરૂપણ છે. આ અલ્પબહુત્વનું નિરૂપણ પૂર્ણ થતાં પ્રથમ અધિકાર પૂર્ણ થાય છે.

# બીજો ભૂયસ્કાર અધિકાર

આ અધિકારમાં તેર દ્વારો છે તે આ પ્રમાણે—

( ૧ ) સત્પદ ( ૨ ) સ્વામિત્વ ( ૩ ) કાલ ( ૪ ) અંતર ( ૫ ) ભંગવિચય ( ૬ ) ભાગ (૭) પરિમાણ (૮) ક્ષેત્ર (૯) સ્પર્શના (૧૦) કાળ (૧૧) અંતર (૧૨) ભાવ (૧૩) અલ્પબહુત્વ.

અહીં સત્પદદ્વાર વિના સ્વામિત્વાદિ બાર દ્વારોનું નિરૂપણ પ્રથમ અધિકારના સ્વામિત્વાદિ દ્વારોની જેમ કરવામાં આવેલ છે. પણ પ્રથમ અધિકારમાં સ્વામિત્વાદિ દ્વારો ઉત્કૃષ્ટ જઘન્ય વગેરે પ્રકારના પ્રદેશબંધને તથા તે બંધને કરનાર જીવોને આશ્રીને વિચારવામાં આવેલ છે. જ્યારે અહીં ભૂયસ્કાર, અલ્પતર, અવસ્થિત અને અવક્તવ્ય એ ચાર પ્રકારના પ્રદેશબન્ધને આશ્રીને તથા તે બન્ધને કરનાર જીવોને આશ્રીને વિચારવામાં આવેલ છે. ભૂયસ્કારાદિ પદોનો અર્થ આ પ્રમાણે છે – કોઈ એક સમયે અનંતર પૂર્વ સમયની અપેક્ષાએ અધિક

કર્મદલિકો બંધાય, એટલે કે પૂર્વ સમયે જેટલા દલિકો બાંધ્યા હતા તેનાથી વધારે દલિકો બંધાય તો તે બંધને ભૂયસ્કારપ્રદેશબન્ધ કહેવામાં આવે છે, કોઈ એક સમયે અનંતર પૂર્વ સમયની અપેક્ષાએ ન્યૂન કર્મદલિકો બંધાય તો તે બંધને અલ્પતર પ્રદેશબંધ કહેવાય છે, કોઈ એક સમયે પૂર્વસમયે જેટલા કર્મદલિકો બંધાયા હતા તેટલા જ બંધાય તો તે બંધને અવસ્થિતપ્રદેશબંધ કહેવામાં આવે છે. જ્યારે કર્મનો બંધ વિચ્છેદ થયા પછી કે તીર્થંકર-નામકર્મ આદિની જેમ નવીન બન્ધનો પ્રારંભ થાય ત્યારે પ્રથમ સમયે થતો કર્મદલિકોનો બંધ અવક્તવ્યપ્રદેશબંધ કહેવાય છે.

(૧) પ્રથમ **સત્પદ દ્વાર**માં ભૂયસ્કારાદિ ચાર પદોની સત્તા એટલે કે કયા કર્મમાં કેટલા પદો સંભવે છે તેનું પ્રતિપાદન કર્યું છે. ઓઘથી આઠેય કર્મોમાં ચારેય પદો હોય છે.

(૨) **સ્વામિત્વદ્વાર**–સાતકર્મોનો અવક્તવ્યપ્રદેશબન્ધ ઉપશમ શ્રેણિથી નીચે ઉતરતો મનુષ્ય કરે છે. તેમાં છ કર્મોનો સૂક્ષ્મસંપરાયના પ્રથમ સમયે અને મોહનીયનો અનિવૃત્તિ બાદરસંપરાય પ્રથમ સમયે અવક્તવ્યપ્રદેશબંધ થાય છે. અથવા કોઈ જીવ ઉપશાન્તમોહ ગુણસ્થાને કાળ કરીને દેવગતિના પ્રથમ સમયથી સાત કર્મોનો બંધ શરૂ કરે છે. એટલે ભવના પ્રથમ સમયે વર્તમાન દેવ પણ અવક્તવ્યપ્રદેશબંધ કરે છે. આયુષ્યનો અવક્તવ્ય-પ્રદેશબંધ જ્યારે આયુષ્ય કર્મનો બંધ શરૂ થાય છે ત્યારે પ્રથમ સમયે થાય છે. શેષ ભૂય-સ્કારાદિ ત્રણ પ્રકારનો પ્રદેશબંધ આઠેય કર્મોને આશ્રયીને ચૌદ પ્રકારના જીવોમાંથી કોઈ પણ જીવ કરે છે.

(૩) **કાલદ્વાર**–આઠેય કર્મોના ચારે પ્રકારના બંધનો જઘન્યકાળ એકસમય, ઉત્કૃષ્ટકાળ ભૂયસ્કાર અને અલ્પતરનો અંતર્મુહૂર્ત, અવક્તવ્યબંધનો એક સમય છે. અવસ્થિતનો ઉત્કૃષ્ટકાળ સાતકર્મને આશ્રીને અગિયાર અથવા પંદર સમય અને આયુષ્યને આશ્રીને સાત સમય છે.

(૪) **અંતરદ્વાર**–આઠ કર્મોના અવક્તવ્ય પ્રદેશબન્ધનું જઘન્ય અંતર અન્તર્મુહૂર્ત, શેષ ત્રણ પદોનું જઘન્ય અંતર એકસમય છે. અવસ્થિત પ્રદેશબંધનું ઉત્કૃષ્ટ અન્તર શ્રેણિનો અસંખ્યાતમો ભાગ છે. આયુષ્યના શેષ ત્રણ પદોનું ઉત્કૃષ્ટ અન્તર સાધિક તેત્રીશ સાગરો-પમ, તથા સાત કર્મોના ભૂયસ્કાર અને અલ્પતર પ્રદેશબંધનું ઉત્કૃષ્ટ અન્તર અન્તર્મુહૂર્ત, અવક્તવ્ય પ્રદેશબંધનું ઉત્કૃષ્ટ અન્તર દેશોનાર્ધ પુદ્ગલપરાવર્ત પ્રમાણ છે.

(૫) **ભંગવિચય દ્વાર**–સાત કર્મોને આશ્રીને અવક્તવ્યપદ ભજનીય છે. એટલે કે ક્યારેક થાય અને ક્યારેક ન પણ થાય. સદા ય અવક્તવ્યબંધ થયા કરે એવો નિયમ નહિ. શેષ ત્રણ પદો ધ્રુવ છે. અર્થાત્ હંમેશા એના બંધક મળે છે. આયુષ્ય કર્મને આશ્રીને સર્વ પદો નિયમા–અવશ્ય હોય છે. ક્યારે પણ તે પદોનો અભાવ નથી હોતો. પ્રત્યેક સમયે

કોઈને કોઈ જીવો ભૂયસ્કાર પ્રદેશબંધ કરતા જ હોય છે. એ જ પ્રમાણે અલ્પતર વગેરે ત્રણ પદ વિશે પણ જાણવું.

(૬) **ભાગદ્વાર**–આઠ કર્મોના ભૂયસ્કાર પ્રદેશબંધને કરનાર જીવો કંઈક અધિક અડધા ભાગે તથા અલ્પતર પ્રદેશબંધને કરનારા જીવો કંઇક ન્યૂન અડધા ભાગે, અવસ્થિત પ્રદેશ બંધને કરનારા જીવો અસંખ્યાતમા ભાગ પ્રમાણ હોય છે. અવક્તવ્ય પ્રદેશ બંધક જીવો સાતકર્મોને આશ્રીને અનંતમા ભાગ પ્રમાણ તથા આયુષ્યને આશ્રીને અસંખ્યાતમા ભાગ-પ્રમાણ હોય છે.

(૭) **પરિમાણદ્વાર**, (૮) **ક્ષેત્રદ્વાર**, (૯) **સ્પર્શનાદ્વાર** — આ ત્રણ દ્વારોનું નિરૂપણ અનુક્રમે પ્રથમ અધિકારના પરિણામ, ક્ષેત્ર અને સ્પર્શના દ્વારની જેમ છે. તેમાં સાતકર્મને આશ્રીને અવક્તવ્યપદનું નિરૂપણ છ કર્મોના ઉત્કૃષ્ટપ્રદેશબંધક પ્રમાણે અને શેષ ત્રણ પદોનું નિરૂપણ સાતકર્મોના અનુત્કૃષ્ટપ્રદેશબન્ધક પ્રમાણે છે. તથા આયુષ્યના ચારે પદોનું નિરૂપણ આયુષ્યના અનુત્કૃષ્ટ પ્રદેશબન્ધક માફક છે.

(૧૦) **કાળદ્વાર** – આયુષ્ય વિના સાતકર્મોના અવક્તવ્યપદનો જઘન્યકાળ એકસમય અને ઉત્કૃષ્ટકાળ સંખ્યાતા સમય છે. સાત કર્મોના શેષ ત્રણ પદોનો તથા આયુષ્યના ચારે પદોનો કાળ સર્વાદ્ધા છે.

(૧૧) **અંતરદ્વાર** – સાતકર્મોના અવક્તવ્યપદનું જઘન્ય અંતર એકસમય અને ઉત્કૃષ્ટ અંતર વર્ષપૃથક્ત્વ છે. સાતકર્મોના શેષ ત્રણ પદોનું તથા આયુષ્યના ચારેય પદોનું અંતર નથી. કારણ કે કાળ સર્વાદ્ધા છે.

(૧૨) **ભાવદ્વાર** – આઠેય કર્મોના ચારેય પદોનો બંધ ઔદયિક ભાવથી થાય છે.

(૧૩) **અલ્પબહુત્વ દ્વાર** – સાત કર્મોને આશ્રીને અવક્તવ્યપ્રદેશબન્ધક જીવો થોડા. તેનાથી અવસ્થિતપ્રદેશબંધક જીવો અનંતગુણા, તેનાથી અલ્પતરપ્રદેશબંધક જીવો અસંખ્યાતગુણા, તેનાથી ભૂયસ્કારપ્રદેશબન્ધક જીવો વિશેષાધિક હોય છે. આયુષ્યકર્મને આશ્રીને અવસ્થિતપ્રદેશબંધક જીવો થોડા, તેનાથી અવક્તવ્યપ્રદેશબંધક જીવો અસંખ્ય-ગુણા, તેનાથી અલ્પતરપ્રદેશબન્ધક જીવો અસંખ્યગુણા, તેનાથી ભૂયસ્કાર પ્રદેશબન્ધક જીવો વિશેષાધિક હોય છે. અહીં બીજો ભૂયસ્કાર અધિકાર પૂર્ણ થાય છે.

# ત્રીજો પદનિક્ષેપ અધિકાર

આ અધિકારમાં સત્પદ, સ્વામિત્વ અને અલ્પબહુત્વ એ ત્રણ દ્વારો છે. આ ત્રણ દ્વારોનું નિરૂપણ પ્રદેશબન્ધની જઘન્યવૃદ્ધિ ઉત્કૃષ્ટવૃદ્ધિ, જઘન્યહાનિ, ઉત્કૃષ્ટહાનિ, જઘન્ય અવસ્થાન અને ઉત્કૃષ્ટ અવસ્થાન એ છ પદોને આશ્રીને કરવામાં આવેલ છે. આ છ પદોનો અર્થ આ

પ્રમાણે છે- પૂર્વે આપણે વિચારી ગયા છીએ કે જેમ જેમ યોગ વધે છે તેમ તેમ અધિ કર્મદલિકો બંધાય છે એટલે કે પ્રદેશબન્ધની વૃદ્ધિ થાય છે. યોગ કોઈ વખત અત્યંત અલ્પ વધે, ક્યારેક કંઈક વિશેષ વધે, ક્યારેક મધ્યમપ્રમાણમાં વધે તો ક્યારેક અતિશય વધે છે આમ યોગવૃદ્ધિ અનેક પ્રકારે હોવાથી પ્રદેશબન્ધ વૃદ્ધિ પણ અનેક પ્રકારે થાય છે. તેમાં અલ્પમાં અલ્પ પ્રદેશબન્ધવૃદ્ધિ કે જેનાથી અન્ય અલ્પ પ્રદેશબંધવૃદ્ધિ ન જ હોય તે જઘન્ય પ્રદેશબંધવૃદ્ધિ કહેવાય છે. તથા વધારેમાં વધારે પ્રદેશબંધની વૃદ્ધિ કે જેનાથી અન્ય અધિક પ્રદેશબન્ધવૃદ્ધિ ન હોય તે ઉત્કૃષ્ટ પ્રદેશબન્ધ વૃદ્ધિ કહેવાય છે. યોગવૃદ્ધિની જેમ યોગહાનિ પણ અનેક પ્રકારે હોવાથી પ્રદેશબન્ધહાનિ પણ અનેક પ્રકારે થાય છે. તેમાં ઓછામાં ઓછી પ્રદેશબન્ધની હાનિ કે જેનાથી અન્ય ઓછી પ્રદેશબન્ધની હાનિ ન થઇ શકે તે હાનિને જઘન્ય પ્રદેશબન્ધહાનિ કહેવામાં આવે છે. તથા વધારામાં વધારે પ્રદેશબન્ધની હાનિ કે જેનાથી અન્ય અધિક પ્રદેશબન્ધહાનિ ન થઇ શકે તે હાનિને ઉત્કૃષ્ટ પ્રદેશબન્ધહાનિ કહેવામાં આવે છે. અવસ્થાન એટલે વિવક્ષિત સમયે અનંતર પૂર્વ સમયે જેટલા કર્મદલિકોનો બંધ થયો હોય તેટલા જ કર્મદલિકોનો બંધ. તેમાં જઘન્ય પ્રદેશબન્ધ વૃદ્ધિના કે જઘન્ય પ્રદેશ-બન્ધ હાનિના અનંતર સમયે થતા અવસ્થાનને જઘન્ય અવસ્થાન કહેવામાં આવે છે. તથા અવસ્થાનને યોગ્ય સંભવતી ઉત્કૃષ્ટ પ્રદેશબંધવૃદ્ધિના કે ઉત્કૃષ્ટ પ્રદેશબન્ધ હાનિના અનંતર સમયે થતા અવસ્થાનને ઉત્કૃષ્ટ અવસ્થાન કહેવામાં આવે છે. સત્પદ આદિ ત્રણ દ્વારોમાં આ છ પદોનું નિરૂપણ ઓઘથી આ પ્રમાણે છે.

(૧) **સત્પદદ્વાર** – આઠેય કર્મોમાં જઘન્ય પ્રદેશબન્ધવૃદ્ધિ આદિ સર્વ પદો સંભવે છે.

(૨) **સ્વામિત્વદ્વાર** – અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનના ચરમ સમયે ઉત્કૃષ્ટ યોગસ્થાનગમન પ્રાયોગ્ય જઘન્યયોગને પામેલો જીવ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનના પ્રથમ સમયે ઉત્કૃષ્ટ યોગને પ્રાપ્ત કરીને મોહનીય અને આયુષ્ય વિના છ કર્મોની ઉત્કૃષ્ટ પ્રદેશબન્ધ વૃદ્ધિ કરે છે. છ કર્મોને બાંધતો ઉત્કૃષ્ટ યોગવાન જીવ કાળ કરીને દેવલોકમાં ઉત્પન્ન થઈને સ્વપ્રાયોગ્ય જઘન્ય યોગ પ્રાપ્ત થાય તો ભવના પ્રથમ સમયે મોહનીય અને આયુષ્ય વિના છ કર્મોની ઉત્કૃષ્ટ પ્રદેશબન્ધ હાનિ કરે છે. ઉપશમ શ્રેણિથી ઉતરતો જીવ સૂક્ષ્મસંપરાય-ગુણસ્થાનના ચરમ સમયે ઉત્કૃષ્ટ યોગ પ્રાપ્ત કરીને અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનના પ્રથમ સમયે ઉત્કૃષ્ટ અવસ્થાનને પ્રાયોગ્ય જઘન્ય યોગને પામીને અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનના બીજા સમયે મોહનીય અને આયુષ્ય વિના છ કર્મોના અવસ્થાનને કરે છે. તત્પ્રાયોગ્ય જઘન્ય યોગને પામેલ તથા આઠકર્મોને બાંધતો જીવ અનંતર સમયે ઉત્કૃષ્ટ યોગને પામીને સાતકર્મોનો બન્ધ કરે તો મોહનીય કર્મની ઉત્કૃષ્ટ પ્રદેશબંધ વૃદ્ધિ કરે છે. ઉત્કૃષ્ટ યોગમાં વર્તમાન અને સાત કર્મોને બાંધતો જીવ મૃત્યુ પામી અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદપણે ઉત્પન્ન થઈને સ્વપ્રાયોગ્ય જઘન્ય યોગને પામે તો મોહનીયની ઉત્કૃષ્ટ પ્રદેશબંધ હાનિ કરે છે. સાત કર્મોને બાંધતો તથા ઉત્કૃષ્ટ યોગમાં વર્તમાન જીવ અનંતર સમયે આઠ કર્મોનો

બંધ કરે અને ઉત્કૃષ્ટ અવસ્થાન પ્રાયોગ્ય જઘન્ય યોગને પામે તો આયુષ્ય બાંધના બીજા સમયે મોહનીય કર્મનું ઉત્કૃષ્ટાવસ્થાન કરે છે. ઉત્કૃષ્ટ યોગમાંથી તત્પ્રાયોગ્ય જઘન્યયોગને પામેલ જીવ આયુષ્યની ઉત્કૃષ્ટ પ્રદેશ બન્ધહાનિને અને જઘન્ય યોગમાંથી તત્પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ યોગને પામેલો જીવ આયુષ્યની ઉત્કૃષ્ટ પ્રદેશ બન્ધ વૃદ્ધિને કરે છે. જે જીવ આયુષ્યની ઉત્કૃષ્ટ પ્રદેશ બન્ધહાનિ કરે છે તે જીવ હાનિના અનંતર સમયે આયુષ્યનું ઉત્કૃષ્ટ પ્રદેશબન્ધાવસ્થાન કરે છે.

નીચેના યોગસ્થાનથી અસંખ્યાતભાગવૃદ્ધ અનંતર ઉપરના યોગસ્થાને ગયેલો કોઈ પણ જીવ આઠ કર્મોની પ્રદેશબન્ધની જઘન્યવૃદ્ધિ કરે છે. ઉપરના યોગસ્થાનથી ( અસંખ્યાતભાગ-હીન ) અનન્તર યોગસ્થાને ગયેલો કોઈ પણ જીવ આઠ કર્મોના પ્રદેશબંધની જઘન્યહાનિ કરે છે. જઘન્યવૃદ્ધિના કે જઘન્યહાનિના અનંતર સમયે કોઈપણ જીવ જઘન્ય અવસ્થાન કરે છે.

(૩) **અલ્પબહુત્વદ્વાર**—સાત કર્મોની ઉત્કૃષ્ટવૃદ્ધિ થોડી, અર્થાત્ ઉત્કૃષ્ટવૃદ્ધિ સમયે વૃદ્ધિ-ગત દલિકો થોડા છે. આગળ પણ આ પ્રમાણે જાણવું. તેનાથી ઉત્કૃષ્ટ અવસ્થાન વિશેષ અધિક, તેનાથી ઉત્કૃષ્ટહાનિ વિશેષાધિક હોય છે. આયુષ્યકર્મમાં ઉત્કૃષ્ટવૃદ્ધિ થોડી, તેનાથી ઉત્કૃષ્ટહાનિ અને ઉત્કૃષ્ટ અવસ્થાન વિશેષાધિક, પરસ્પર બંને તુલ્ય થાય છે. આઠેય કર્મોમાં જઘન્યવૃદ્ધિ જઘન્યહાનિ અને જઘન્ય અવસ્થાન એ ત્રણે તુલ્ય છે. અહિં ત્રીજા અધિકારની સમાપ્તિ થાય છે.

# ચોથો વૃદ્ધિબંધ અધિકાર

ભૂયસ્કાર અધિકારમાં જે તેર દ્વારો જણાવેલા છે તે જ તેર દ્વારો આ અધિકારમાં છે. ભૂયસ્કાર અધિકારમાં તે દ્વારોમાં ભૂયસ્કાર વગેરે ચાર પદોને અવલંબીને પ્રતિપાદન કરવામાં આવેલ છે. જ્યારે આ અધિકારમાં તે દ્વારોમાં અસંખ્યાતભાગવૃદ્ધિ આદિ દશ પદોને આશ્રીને નિરૂપણ કરવામાં આવ્યું છે. તે દશ પદો આ પ્રમાણે છે—અસંખ્યાતભાગવૃદ્ધિ, સંખ્યાતભાગવૃદ્ધિ, સંખ્યાતગુણવૃદ્ધિ, અસંખ્યાતગુણવૃદ્ધિ એમ ચાર વૃદ્ધિના પદો; અસંખ્યાત-ભાગહાનિ, સંખ્યાતભાગહાનિ, સંખ્યાતગુણહાનિ, અસંખ્યાતગુણહાનિ એમ ચાર હાનિના પદો, અવસ્થિતપદ અને અવક્તવ્યપદ. કોઈ એક સમયે જો પૂર્વસમયની અપેક્ષાએ અસં-ખ્યાતભાગ અધિક કર્મદલિકો બંધાય તો પ્રદેશબંધની અસંખ્યાતભાગવૃદ્ધિ થાય છે. એ જ પ્રમાણે સંખ્યાતભાગવૃદ્ધિ આદિ વિશે પણ જાણવું. તથા કોઈ એક સમયે પૂર્વ સમયની અપેક્ષાએ અસંખ્યાતભાગહીન કર્મદલિકો બંધાય તો પ્રદેશબંધની અસંખ્યાતભાગહાનિ થાય છે. એ જ પ્રમાણે સંખ્યાતભાગહાનિ આદિ વિશે પણ જાણવું. અવસ્થિત અને અવક્તવ્ય-પદનો અર્થ પૂર્વે ભૂયસ્કાર અધિકારમાં જે કહેલ છે તે જ અર્થ અહીં છે.

પ્રદેશબંધની વૃદ્ધિ કે હાનિ મુખ્યતયા યોગથી થાય છે. પૂર્વે સ્થાન દ્વારમાં જણાવ્યું છે કે યોગની વૃદ્ધિ અને હાનિ એ બંને અસંખ્યાતભાગ વગેરે ચાર પ્રકારે થાય છે. આથી યોગની જેવી વૃદ્ધિ કે હાનિ થાય છે તેવી વૃદ્ધિ કે હાનિ પ્રદેશબંધની પણ થાય છે. જ્યારે યોગની અસંખ્યાતભાગવૃદ્ધિ થાય છે ત્યારે પ્રદેશબન્ધની પણ અસંખ્યાતભાગવૃદ્ધિ થાય છે. તે જ પ્રમાણે સંખ્યાતભાગવૃદ્ધિ આદિ વિષે પણ સમજવું. પ્રથમ સત્પદ દ્વારમાં આ દશ પદોની સત્તા એટલે કે ક્યા કર્મમાં કેટલા પદો સંભવે છે તેનું પ્રતિપાદન કરવામાં આવેલ છે. ઓઘથી આઠેય કર્મોમાં દશેય પદો સંભવે છે.

બાદ બીજા સ્વામિત્વદ્વારથી બારમા અંતરદ્વાર સુધીના અગિયાર દ્વારોનું નિરૂપણ ભૂયસ્કાર અધિકારના તે તે દ્વારો પ્રમાણે છે એમ ભળાવવામાં આવેલ છે. તેમાં અવસ્થિત અને અવક્તવ્ય એ બે પદોનું નિરૂપણ ભૂયસ્કારના અવસ્થિત અને અવક્તવ્યપદોના નિરૂપણની જેમ છે. અસંખ્યગુણવૃદ્ધિ અને અસંખ્યગુણહાનિ એ બે પદોનું નિરૂપણ અનુક્રમે ભૂયસ્કાર અને અલ્પતર પદની જેમ છે. તથા શેષ ત્રણ વૃદ્ધિ અને ત્રણ હાનિ એ છ પદોનું નિરૂપણ અવસ્થિતપદની જેમ છે. ત્યારબાદ ત્રીજા, ચોથા અને દશમાં દ્વારમાં અમુક પદોમાં અપવાદ બતાવવામાં આવેલ છે. તેરમા અલ્પબહુત્વ દ્વારમાં અવક્તવ્ય પ્રદેશબંધક વગેરે જીવોનું અલ્પબહુત્વ બતાવવામાં આવ્યું છે. અહીં મૂળ ગ્રંથ સમાપ્ત થાય છે.

આ વિષય પરિચયમાં ઓઘપ્રરૂપણા કરી છે. પણ વૃત્તિગ્રંથમાં તો સર્વત્ર ઓઘથી અને વિશેષથી એટલે કે માર્ગણાઓમાં પણ હેતુપુરસ્સર અને વિસ્તારથી પ્રરૂપણા કરી છે. તથા પ્રથમ અધિકારમાં પ્રત્યેક દ્વારના અંતે પદાર્થનો સંગ્રહ કરતા યંત્રો પણ બતાવવામાં આવ્યાં છે. માટે વિશેષ જિજ્ઞાસુઓએ સંપૂર્ણ વૃત્તિગ્રંથનું અવલોકન કરવું.

# विषयानुक्रमणिका


| विषयः | पृष्ठाङ्कः |
|---|---|
| टीकाकारमङ्गलवचनानि | १-३ |
| भूमिका | ३-४ |
| मूलग्रन्थप्रारम्भः | ५ |
| जिनेश्वराणां चतुस्त्रिंशदतिशयाः | ६ |
| निरुपमोऽपि भगवान् कथमनुमीयते इत्याशङ्का तत्परिहारश्च | ७ |
| जिनशास्त्रे विनयप्राधान्यवर्णनम् | ८ |
| मङ्गलवादः | ९-१० |
| श्रीमदन्तरिक्षपार्श्वप्रभोरन्तरिक्ष-स्थितिप्रबन्धः | ११ |
| अधिकारप्रतिपादनम् | १२ |


## प्रथमाधिकारः


| विषयः | पृष्ठाङ्कः |
|---|---|
| प्रथमाधिकारद्वाराणां निर्देशः | १४ |
| सप्तविंशतमार्गणाः | १७ |
| **(१) दलविभाजनद्वारम्** | |
| जीवः कथम्भूतं पुद्गलद्रव्यं कैः कारणकूटैर्बध्नातीति प्रतिपादनम् | १८ |
| बन्धयोग्यपुद्गलद्रव्यस्य वर्णादीनां बन्धप्रमाणस्य च प्रतिपादनम् | १९ |
| बद्धदलिकस्य प्रतिमूलप्रकृतौ विभागः | २० |
| **(२) स्थानद्वारम्** | |
| स्थानप्ररूपणाया द्वैविध्यम्, तत्र योगस्थानप्ररूपणाया अपि द्वैविध्यम्, प्रथमायाः कर्मप्रकृत्युद्धृतरूपाया योगस्थानप्ररूपणायाः प्रारम्भः, वीर्यभेदाः | २३ |
| वीर्यस्य ग्रहणपरिणामालम्बनरूपं संज्ञात्रिकम् | २४ |
| वीर्यस्य जीवप्रदेशेषु तारतम्येनावस्थाने हेतुः | २५ |
| अविभागादिदशप्ररूपणानां निर्देशः | २७ |
| अविभागप्ररूपणा | २७ |
| वर्गणाप्ररूपणा | २८ |
| स्पर्धकप्ररूपणाऽन्तरप्ररूपणा च | २९ |
| स्थानप्ररूपणा | ३० |
| अनन्तरोपनिधाप्ररूपणा | ३२ |
| परंपरोपनिधाप्ररूपणा | ३३ |
| वृद्धिप्ररूपणा | ३४ |
| समयप्ररूपणा | ३५ |
| अष्टसामयिकादियोगस्थानानामल्पबहुत्वम् | ३६ |
| जीवस्थानेषु योगविषयकमल्पबहुत्वम् | ३७ |
| द्वितीयाया विस्तरतो योगस्थानप्ररूपणायाः प्रारम्भः, तस्या द्वैविध्यम्, प्रथमप्ररूपणायाः त्रिप्ररूपणानां नामनिर्देशः, सत्पदप्ररूपणा | ४० |
| सत्पदप्ररूपणा | ४१ |
| प्रमाणप्ररूपणा | ४२ |
| अल्पबहुत्वप्ररूपणा | ४५ |
| द्वितीयप्ररूपणाया अष्टप्ररूपणानां नामनिर्देशः, अविभागप्ररूपणा, वर्गणाप्ररूपणा | ६१ |
| वर्गणाप्ररूपणायां षड्द्वाराणां नामनिर्देशः, सत्पद-प्रमाणद्वारनिरूपणम् | ६२ |
| श्रेणिद्वारेऽनन्तरोपनिधा | ६३ |
| श्रेणिद्वारे परम्परोपनिधा, द्विगुणहानिस्थानानां तदन्तरालस्थानानां चाल्पबहुत्वम्, अपहारद्वारम् | ६४ |
| भागाल्पबहुत्वद्वारे | ७० |
| स्पर्धकान्तरद्वारे | ७५ |
| स्थानद्वारस्य द्वैविध्यम्, तत्र द्वारनामनिर्देशः, प्रथमं स्पर्धकाद्याश्रितप्ररूपणायाः प्रारम्भः, तत्र सत्पदप्रमाणद्वारे | ७७ |
| श्रेणिद्वारे स्पर्धकमाश्रित्यानन्तरोपनिधा | ८० |
| ,, स्पर्धकमाश्रित्य परंपरोपनिधा | ८१ |
| ,, अल्पबहुत्वद्वारम् | ८२ |
| अपहारद्वारम् | ८७ |

